# સંસારી કે સંન્યાસી ?

(બોધદાયક સામાજિક નવલકથા.)




લેખક અને પ્રકાશક,

દલપતરામ ભાઇશંકર રાવળ,

( ધ્રાંગધ્રા નિવાસી. )

કાસમપુરા, વિરમગામ. (ગુજરાત).




युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकिम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥

ભાવાર્થ:—યોગી કર્મફલો ત્યાગી પામેછે શાન્તિ નૈષ્ટિકી:
અન્યાયે કામના લીધે ફલે લુબ્ધ અયોગી તે.



કિં. રૂ. ૧-૮-૦.

ઈ. સ. ૧૯૧૯.         સંવત ૧૯૭૫.

પ્રથમાવૃત્તિ.         પ્રત ૧૧૦૦

અમદાવાદ.
જમાલપુર રોડ ઉપર ધિ "નટવર" પ્રિન્ટીંગ પ્રેસમાં
ભોગીલાલ નારણદાસ ઓડીવાળાએ છાપ્યું.

# ગ્રન્થ—સમર્પણ.

## રા. રા. જીવનલાલ અમરશી મહેતા,

### સંપાદક—“ જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ”; અમદાવાદ.

**માનનીય સુરબ્બીશ્રી,**

મ્હારા સાહિત્યજીવનને વિકસિત થએલું જોવાની નિઃસ્વાર્થ ઇચ્છા અંતરમાં રાખીને, આપે મ્હને પોતાના પ્રેમળ સંસર્ગમાં રાખ્યો અને અનેક પ્રકારની સહાય આપીને અંતે મ્હને આવી ઉચ્ચ ભૂમિકાનું દર્શન કરાવ્યું, એ આપની સહૃદયતાનું જ્વલંત દૃષ્ટાન્ત હું જીવનપર્યંત કેમ ભૂલી શકીશ ? આપનો વિનોદી સ્વભાવ, આપની વિદ્યારસિકતા, આપની હાર્દિક ઉદારતા, તેમ જ આપના અન્યાન્ય-ઉચ્ચ સદ્ગુણોથી આકર્ષાઇને, મ્હારા પ્રતિ આપના અનંત ઉપકારોનાં સ્મરણચિહ્ન તરીકે, મ્હારી આ સુંદર નવલકથા આપને ચરણે ધરૂં તો તેથી મ્હેં વિશેષ શું કર્યું ગણાય? કંઇ જ નહિ. ૐ ॥

લિ. નિરંતર આજ્ઞાંકિત

**દલપતરામ ભાઇશંકર રાવળ.**

## રા. રા. દલપતરામ ભાઇશંકર રાવળકૃત અન્યાન્ય ગ્રંથો.

(૧) **પ્રેમ-પુષ્પ**—(ટુંકી ટુંકી વાર્તાઓનો સંગ્રહ.) ૦—૪—૦

(૨) **ચક્રવર્તી અશોક**—(અર્ધ-ઐતિહાસિક નવલકથા.) ૨—૪—૦

(૩) **દશલાખનો હલ્લો**—(ડિટેક્ટીવ નવલકથા.) ૨—૦—૦

(૪) **કલંકિત કુમારિકા!**—(ડિટેક્ટીવ નવલકથા.) ૨—૦—૦

(૫) **સ્વદેશ**—(ડૉ. સર રવીન્દ્રનાથ ટાગોરના ઉત્તમોત્તમ નિબંધોનું ભાષાંતર.) ૦—૧૨—૦

(૬) **બાલગીતા**—(પૂર્વાર્દ્ધ) (બાલકો સ્હમજી શકે તેવી સરળ ભાષામાં શ્રીમદ્ ભગવદ્ ગીતાનું રમુજી દાખલા સહિત વિવેચન.) ૦—૮—૦

(૭) **બાલગીતા**—(ઉત્તરાર્દ્ધ) ( „ ) (છપાય છે.)

(૮) **દુર્દૈવી રંગુ અથવા પાણીપતનું છેલ્લું યુદ્ધ.** (ઐતિહાસિક નવલકથા. છપાય છે.)

(૯) **શારદાનું સ્વાર્પણ અને સેવાધર્મ સમીક્ષા.** (બોધદાયક સામયિક નવલકથા છપાશે.)

# પ્રાસ્તાવિક બે બોલ.

'પ્રાણ અને પ્રકૃતિ' નો નાશ સાથે જ થાય છે, એમ કહેવાય છે તે કંઇ ખોટું નથી. મનુષ્ય વિદ્વાન્ હોય, જ્ઞાની હોય, સમદ્રિની ભાવનાથી તે જગતને જોતો હોય અને યોગસાધનાની પરાકાષ્ટાએ પહોંચ્યો હોય, તથાપિ જન્મતઃ વારસામાં મળેલી પ્રકૃત્તિનું પરિવર્તન સમૂળગું તો થઇ શકે જ નહિ, એવી સર્વસામાન્ય માન્યતા છે. અલબત્ત, જ્ઞાનના પ્રભાવે મૂળની પ્રકૃત્તિમાં કંઇક પરિવર્તન થાય ખરૂં; પરંતુ તેની અલ્પસ્વલ્પ અસર તો રહે જ; પરંતુ આવી અસરને હૃદયભૂમિમાંથી ભસ્મીભૂત કરી નાખવાનો ઉપાય જ નથી એમ તો ન જ મનાય. આત્મિક બળાથી સઘળું સાધ્ય થઇ શકે છે. પરંતુ તે આત્મિક બળની સાથે દૃઢ મનોનિગ્રહ હોય તો જ સફળતા પ્રાપ્ત થાય છે; અન્યથા નહિ. ભગવાન **શ્રી** કૃષ્ણ કહે છે કેઃ—

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥**

શ્રી. ભ. ગીતા. અ. ૩ [ ૩૩ ]

અર્થાત્,—**જેવી પ્રકૃતિ પોતાની, વર્તે જ્ઞાનીય તેહવુંજ;**
**પ્રાણી પ્રકૃતિના દાસ, નિગ્રહે કરશે શું ત્યહાં ?**

જ્યાં સુધી મનોનિગ્રહ દૃઢ થયો નથી, ત્યાં સુધી યોગસાધના કરી બ્રહ્મનિષ્ટ બનવાની આશા રાખવી એ આકાશકુસુમવત્ છે. મનોનિગ્રહરૂપી પ્રબળ શસ્ત્રની સહાય વિના ઇન્દ્રિયદમન થઇ શકે નહિ; અને ઇન્દ્રિયોપર કાબુ પ્રાપ્ત કર્યા વિના બ્રહ્મદર્શન પણ થાય

નહિ. સંસારના વિવિધ આઘાતોથી પીડિત થવાથી મનુષ્યને સંસાર-પર કેટલીક વાર વૈરાગ્ય આવી જાય છે અને તે તરત જ સંસાર-ત્યાગ કરી 'સંન્યાસી' બની જાય છે. પરંતુ આવી રીતે ઉદ્‌ભવેલી વૈરાગ્યની ભાવના ક્ષણિક જ હોય છે—તે દઢ હોતી નથી—ચિરસ્થાઇ હોતી નથી. સાંસારિક કર્ત્તવ્ય કર્મને દુઃખરુપ ગણીને કરવામાં આવેલા ત્યાગનું ફલ મળતું નથી. ભગવાન્ શ્રીકૃષ્ણ કહે છે કે;—

**दुःखमित्येव यत्कर्म कायाक्लेशभयात्त्येजत् ।**
**स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥**

શ્રી. ભ. ગીતા. અ. ૧૮ [ ૮ ]

ભાવાર્થ:—દુઃખરૂપ ગણી કર્મ કાયા કૂલેશભયે તજે,
તે, કરી રાજસ ત્યાગ, ન પામે ફલ ત્યાગનું.

આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે જગતની દૃષ્ટિએ 'સંન્યાસી' બનવું—'ત્યાગી' બનવું તેના કરતાં સંસારમાં રહીને જ 'સંન્યાસી' બનવું એ વધારે સારૂં છે. સંન્યાસી બનવામાં જે ઉપરના બે પ્રકાર કહ્યા તેમાં ભેદ એ છે કે, જગતની દૃષ્ટિએ પોતાની ઇન્દ્રિયોપર કાબુ મેળવ્યા પછી જ 'સંન્યાસી' બનવું જોઇએ. સંસારનો ત્યાગ કોઇ પણ પ્રકારની આશાનો ત્યાગ કરીને જ કરવો જોઇએ. આમ થવાથી જ તેને સાત્વિક ત્યાગગણી શકાય, જેના પ્રભાવે બ્રહ્મદર્શનનો અલભ્ય લાભ પણ પ્રાપ્ત થઇ શકે. હવે સંસારમાં રહીને 'સંન્યાસી' બનવાનું કહ્યું તેનો અર્થ એ જ કે, વૈરાગ્યની ભાવના દઢ ન થઇ શકી હોય, અથવા તો ઇન્દ્રિયદમન સર્વાંશે થઇ શકતું નથી, એવું પોતાને લાગતું હોય, તો તેવા સમયે મનુષ્યે જાણવા છતાં પણ જગતને બતાવવાની ખાતર જ કષાય વસ્ત્રો પરિધાન કરીને સંન્યાસી બનવાની જરૂર નથી.

કારણ કે તેમ થવાથી તો **अतो भ्रष्टः ततो भ्रष्टः** એવી જ પરિસ્થિતિ થાય છે. આવી અર્દ્ધદગ્ધ પરિસ્થિતિમાં જગતની દૃષ્ટિએ 'સંન્યાસી' તરીકે ગણાવું તેના કરતાં એક સારા 'સંસારી' ગણાવું તે સહસ્રધા સારૂં છે. ઇન્દ્રિયનિગ્રહની અપરિપૂર્ણતાને લીધે સંન્યસ્થાશ્રમમાં અક્ષમ્ય અપરાધો કરી બેસવા કરતાં ગૃહસ્થાશ્રમમાં રહેવું એ જ વધારે સારૂં છે. અપરિપક્વ સ્થિતિમાં આવી રીતે સંન્યસ્થ ગ્રહણ કરવાથી સંન્યસ્થ સ્વીકારનારને જગતનાં પ્રલોભનો કેટલાં બધાં પીડે છે, તેનું યત્કિંચિત્ પણ દિગ્દર્શન કરાવી શકાય એટલી જ અંતરેચ્છાને લીધે હું આ નવલકથા લખવા પ્રવૃત્ત થાઉં છું.

પ્રસ્તુત નવલકથાનો નાયક હરિપ્રસાદ એક ધનાઢ્યનો દુશ્ચરિત્રવાન્ પુત્ર છે; પરંતુ માતાના ગુરૂજીના સહવાસનો લાભ મળવાથી કાળક્રમે તે સુધરે છે અને જ્ઞાની બને છે તથા પરિણામે ગુરૂદેવની ઇચ્છાથી 'સંન્યસ્થ' સ્વીકારે છે. 'સંન્યાસી' બન્યા પછી ગુરૂદેવ તેને પુનઃ જગતનાં પ્રલોભનો સામે આત્મબળથી યુદ્ધ કરીને વિજય પ્રાપ્ત કરવા મોકલે છે અને ત્યાર પછી યોગસાધનાના માર્ગે દોરીને બ્રહ્મદર્શન કરાવવાનું જણાવે છે. પરંતુ તે સાથે ગુરૂદેવ સ્પષ્ટ કહી દે છે કે, 'પ્રલોભનોથી ભય પામીને તું પાછો ફરીશ નહિ. તેમ જ પ્રલોભનથી એક વખત જગત્પર મોહ પામ્યો કે તરત જ તારી અધોગતિનો પ્રારંભ થશે. હરિપ્રસાદ ગુરૂદેવની આજ્ઞા પ્રમાણે પુનઃ સંસારમાં પ્રવેશ કરે છે. પરંતુ મોહિનીના સહવાસથી તે પોતાના મનપર સંયમ રાખી શકતો નથી. હરિપ્રસાદ જો કે ભ્રષ્ટ તો થતો નથી, પરંતુ પ્રલોભનથી ભય પામીને તે ગુરૂદેવ પાસે જાય છે. ગુરૂદેવ મોહિનીની નિઃસ્વાર્થ–સાત્વિક પ્રીતિ જાણી શકે છે અને સંકટમાં સપડાયલી મોહિનીનું રક્ષણ કરવા સંન્યાસી–હરિપ્રસાદને પુનઃ મોકલે છે. ત્યાં જઇને નાયક

મોહિનીરુપી-મોહનાસ્ત્ર-પ્રલોભન સામે ટક્કર ઝીલી શકવાના આ મ-બળના અભાવે આત્મહત્યા કરે છે અને પોતે પોતાને '**સંસારી** કે **સંન્યાસી?**' માનવો તે સંબંધમાં ઉદ્દગાર કાઢતો ધરતી પર ઢળી પડે છે. પરંતુ નિર્બળ મનવાળો શિષ્ય અવિચારથી કંઈ સાહસ કરી બેસશે તો અનર્થ થઇ જશે એવી આશંકાથી સંન્યાસીની પાછળ ગુપ્ત રીતે અનુસરણ કરતા ગુરૂદેવ શિષ્યને બચાવી લે છે. મોહિની અને ગુરૂદેવના પરિશ્રમથી સંન્યાસી બચવા પામે છે અને ગુરૂદેવનો સદુપદેશ શિરસાવંધ માનીને અંતે તેમની ઇચ્છાનુસાર કર્મસંન્યાસની દીક્ષા પામે છે.

નાયિકા શારદા-હરિપ્રસાદની પત્ની પતિને માથે આપત્તિ આ-વવાથી તેમજ ગુરૂદેવ તેને પોતાની સાથે લઇ ગયા હોવાથી, સંસાર-ત્યાગ કરીને સંન્યાસિની બને છે અને અનેક કષ્ટો સહન કરીને અંતે પતિદર્શન પામે છે. પરંતુ તે વખતે તો નાયિકા જ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચી હોવાથી ફરીને સંસારપ્રવેશ કરવાની અનીચ્છા બતાવે છે. ત્યાર પછી નાયિકા અટન કરતી કરતી ગુરૂદેવ, મોહિની અને સંન્યાસી જે પર્ણકૂટિમાં નિવાસ કરે છે ત્યાં આવી પહોંચે છે. ગુરૂદેવ તેની દિશાભૂલ બતાવે છે અને નારિધર્મનો મહિમા તેને સ્હમજાવે છે ત્યારે તે તેમની આજ્ઞા શિરપર ચઢાવીને પુનઃ સંસારપ્રવેશ કરવા તૈયાર થાય છે. નાયિકાનું વિશુદ્ધ ચારિત્ર, તેની પતિપરાયણતા, અને તેની ત્યાગવૃત્તિ એટલા પરથી આર્ય ભગિનીઓને ઘણુંયે જાણવાનું મળી શકશે.

પ્રસ્તુત નવલકથામાં તત્ત્વજ્ઞાનની ચર્ચા વિશેષ છે તેથી વાચક-વર્ગને તે નિરસ જેવી ન લાગી જાય તેટલા માટે વીરરસાદિ રસવૈચિત્ર્ય સાદર કરવાનું પણ વિસ્મરણ કર્યું નથી. બાદશાહ મહમદ તઘલખે ચીન પર સ્વારી કરી ત્યારે નેપાળની બાજૂમાં થઇને તેનું સૈન્ય પસાર

થયું હતું તે કાળ નવલકથામાં લેવામાં આવ્યો છે. પરંતુ નવલકથામાં વર્ણવેલી ઉપત્યકા ભૂમિ અત્યારે હશે પણ નહિ. સંક્ષિપ્તમાં અમે એટલું જ જણાવીશું કે આ નવલકથામાં ઇતિહાસની ગંધ સરખી પણ નથી. આ નવલકથામાં કેવળ ધાર્મિક વિષયની જ ચર્ચા કરવામાં આવી છે.

પ્રસ્તુત નવલકથા લખતી વખતે મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થએલા ' સંન્યાસી ' નામક પુસ્તકમાંથી મને કેટલીક ઉપયોગી સહાય મળી છે તેથી તેના લેખક અને પ્રકાશક મહાશયનો ઉપકાર માનવો એ હું મારા માટે કર્ત્તવ્ય ધર્મ જ સ્હમજુ છું.

આ નવલકથા મેં આજથી બે અઢી વર્ષ પૂર્વે લખી નાખી હતી અને ઈ. સ. ૧૯૧૮ માં ભાવનગરથી પ્રસિદ્ધ થતા સુવિખ્યાત સાપ્તાહિક ' જૈન ' પત્રમાં તે ક્રમશઃ પ્રકટ થઇ હતી; પરંતુ તેને પુસ્તકરૂપે પ્રકટ કરવા માટે વાચકવર્ગ તરફથી વારંવાર માગણી થવાથી હાલ તે પુસ્તક રૂપે પ્રકટ કરવામાં આવી છે.

મ્હારી લખેલી અન્ય નવલકથાઓની પેઠે આ નવલકથા પણ ગુજરાતના વાચકવર્ગના આદરને પાત્ર થશે તો મ્હને થએલો પરિશ્રમ હું સફળ થએલો માનીશ. ॥ ૐ ॥

પરોઢીઆ દરવાજા,
ધ્રાંગધ્રા તા. ૨૦-૭-૧૯.

દલપતરામ ભાઇશંકર રાવળ.

# અનુક્રમણિકા.

તૈયાર થાય છે.　　　　　　　ટુંક મુદતમાં બહાર પડશે.

# શાહજહાંના સુપુત્રો,

# અને

# રણવીરનો રણપ્રભાવ.

( સ્વતન્ત્ર ઐતિહાસિક નવલકથા. )

લેખકઃ—દલપતરામ ભાઇશંકર રાવળ.

આ ઐતિહાસિક નૌતમ નવલકથામાં દિલ્હીના મોગલ બાદશાહ શાહજહાંની મરણ પથારીના સમયે તેના પુત્ર ચતુષ્ટય દારા, સુજા, ઔરંગઝેબ અને મુરાદ એ દરેકે બાદશાહી તાજ પોતાના શિરપર ધારણ કરવા માટે કેવા કેવા પ્રયત્નો કર્યા હતા, ઔરંગઝેબે પોતાના ત્રણે ભાઇઓને કેવી થાપ આપી હતી, અને મુરાદને પોતાની પ્રપંચજાળમાં સપડાવીને તેને કેવી રીતે પરલોકગામી બનાવ્યો હતો, તેનું આબેહુબ ચિત્ર અસરકારક રીતે આલેખવામાં આવ્યું છે. આ નવલકથાનાં નાયક—નાયિકા તરીકે એક ક્ષત્રિય વીરનર અને એક શૂરી, શીલવતી, સહનશીલ અને ક્ષત્રિય કુલભૂષણ રાજપૂત રાજબાળા કે જેમને યવનો તરફથી વિવિધ પ્રકારનાં દુઃખો દેવામાં આવે છે છતાં પણ પોતાના હસ્તદ્રય: અને રણકૌશલ્યના પ્રભાવે શૂરો ક્ષત્રિય—નાયક રણવીર રાજબાળાને વારંવાર દક્ષતાપૂર્વક બચાવી લે છે. તેનો તાદશ ચિતાર હૃદયસ્પર્શી ભાષામાં આલેખવામાં આવ્યો છે. નાયક—નાયિકા કોણ છે, તેનો ભેદ નવલકથાના અંતિમ ભાગમાં ખુલ્લો થાય છે ત્યારે વાચકવૃંદ અજબ રીતે આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા વગર રહી શકતો જ નથી. પાકું સોનેરી પૂઠું, ઉંચા ગ્લેઝ કાગળ ઉપર છપાશે.

લખોઃ—દલપતરામ ભાઇશંકર રાવળ,
કાસમપુરા, વિરમગામ. (ગુજરાત.)

# સંસારી કે સંન્યાસી ?

## પ્રકરણ ૧ લું.

### ગૃહત્યાગ.

**હશે ક્યાં સત્ય દેખાડો, હશે શું સત્ય સમજાવો,**
**રડી રેવું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો;**
**બધી દુનીયાં જુવે જેથી ગયાં મુજ નેત્ર તે ફુટી,**
**બધી દુનીયાંનું અજવાળું મને અંધારી તે ઉંડી ?**

**મ. ન. દ્વિવેદી.**

જ્યોત્સ્નાપૂર્ણ મધ્યરાત્રિ, નભોમંડળમાંનો ચન્દ્ર પોતાની ધવલ પ્રભાથી વિશ્વને સુધાનું પાન કરાવી રહ્યો હતો. ચન્દ્રનું હાસ્યવદન જોઇને ક્રીડાચતુર મેઘપંક્તિ વચ્ચે વચ્ચે તેના મુખમંડળપર આક્રમણ કરવાનો યત્ન કરી રહી હતી. પરંતુ હજુ પણ ચન્દ્ર તો હસિતવદન જ ધારણ કરી રહ્યો હતો. પરંતુ આવું નિઃસીમ પ્રકૃતિસૌન્દર્ય અવલોકવાને અહિં કોણ હતું ? નગરમાં નિઃસ્તબ્ધ શાન્તિનો વિસ્તાર થયેલો હતો. નિદ્રાદેવીએ પોતાના મોહનાસ્ત્રથી પ્રાણી માત્રને મોહબદ્ધ કરીને પોતાની આધીનતામાં લઈ લીધા હતા. નેત્રો હોવા છતાં પણ સૌ મનુષ્યો દર્શનશક્તિવિહિન થઇ ગયાં હતાં. કર્ણ હોવા છતાં તેઓની શ્રવણશક્તિ તેમને આધીન નહોતી. સર્વત્ર ગંભીર શાન્તિ પ્રસરી રહી હતી. આ નૈસર્ગિક સૌન્દર્ય કોણ જોનાર હતું ?

નિસર્ગદેવતાનો આ મૂક સંગીતશ્રવણથી કોણ મોહિત થવાનું હતું ? કોઇ તેને જૂએ કે ન જૂએ, કોઇ તે શ્રવણ કરે વા ન કરે, પરંતુ તેથી ચન્દ્રને શું ? અખિલ સૃષ્ટિમાં માત્ર ચન્દ્ર જ નિઃસ્વાર્થી—પરોપકારી છે ! જો એમ ન હોય તો આવા શાન્ત સમયે યશ અને માનની આશા રાખ્યા વગર પોતાની ધવલ પ્રભા વડે વિશ્વને કોણ સુધાપાન કરાવે ? ચન્દ્રકિરણો વડે પ્રકાશિત થઇ રહેલી તે રાત્રિએ સમસ્ત નગરજનોને નિદ્રાદેવીએ પોતાની ગોદમાં લઈ લીધા હતા, આવા સમયે નગરમાંના એક ગૃહમાં દીપક મંદ મંદ રીતે સળગી રહ્યો હતો. ગૃહનાં દ્વાર ખુલ્લાં હોવાથી ચન્દ્રનાં કિરણોનો પ્રકાશ ગૃહમાં પ્રવેશ કરી શકતો હતો. આ ગૃહમાં માત્ર બે જ સ્ત્રીઓ હતી. એક ગૃહસ્વામિની હતી, બીજી તેની સખી હતી. આવા રાત્રિના સમયે તેઓ બન્ને શું કરતી હશે વારૂ ?

"હું પરોપકારનો અર્થ સમજતી નથી." ગૃહસ્વામિની બોલવા લાગી:—"ધર્મ શું છે તે હું જાણતી નથી. અન્યનાં નેત્રોમાં અશ્રુ જોઇને તે લૂછવાની ઇચ્છા થાય છે કે કેમ તે હું સમજી શકતી નથી. પારકાનું દુઃખ જોઇને હૃદય વ્યથિત થાય છે કિંવા નહિ, તેનો અનુભવ મને નથી. અત્યારે મને જે કંઇ સમજાય છે તે પ્રમાણે જ હું કરવાની છું, મારા સંસારનો સર્વનાશ થયો છે, અહિં રહીને શું કરૂં ? સંપૂર્ણ વિચાર કર્યા પછી મેં જે નિર્ણય કર્યો છે તે હું યાવજ્જીવને બદલવાની નથી. મેં તને સરલપણે સઘળી હકીકત કહી દીધી છે. હવે મને જવા દે."

"હું 'જા,' એમ તને શી રીતે કહી શકું ?" સખી બોલવા લાગી:—"તને અહીંથી જવા દઉં તો પછી મારે અહિં રહીને શું કરવું ? જ્યાં સુધી મારા પ્રશ્નનો ઉત્તર ન આપે ત્યાંસુધી

મને ત્યજીને જવું એ અનુચિત છે. ”

“ હું શા માટે ગૃહત્યાગ કરૂં છું તે તું જાણે છે. ” ગૃહસ્વામિની બોલી–“ અજાણ્યાને તે વાત ફરીને કહેવી પડે. તને હું વિશેષ શું કહું ? અદ્યાપિ પર્યંતમાં મેં તારાથી કંઈ પણ છુપાવ્યું છે ? ”

“ અહિં રહેવું એ હવે અનુચિત છે એ વાત ખરી છે. ” સખી બોલી:–“ પણ તું હાલ તો ઘેર ચાલ. ત્યાં કશી વાતની ન્યૂનતા નથી. તેં આવો વેષ શા માટે ધારણ કર્યો છે ? હું તને પગે લાગું છું. ઘેર એકલી હું પણ શું કરૂં ? ”

“ તું ક્યાં આવીશ ? ” ગૃહસ્વામિની બોલી:–“ હું જે માર્ગે જવા ધારૂં છું તે માર્ગ ગ્રહણ કરવાથી કોઇ પણ અદ્યાપિ પર્યંત સુખી થયું હોય, એવું મેં સાંભળ્યું નથી. મારી સાથે તું કેવી રીતે આવીશ ? ”

“ ત્યારે તું તે માર્ગે શા માટે જાય છે ? ” સખી બોલી:–“ જો તે માર્ગ ગ્રહણ કરવાથી એટલું બધું કષ્ટ વેઠવું પડે છે તો હું મારા સમ ખાઈને કહું છું કે તને તે માર્ગ ગ્રહણ કરવા દેનાર નથી.”

“ તું મને કનડે છે ? મેં આવું આપ્તજન જોયેલ નથી. હું જે માર્ગનો અંગિકાર કરવા ધારૂં છું તે માર્ગે જવાથી જ મને સુખ પ્રાપ્ત થાય તેમ છે. હું વિનંતિ કરૂં છું કે હવે મને રજા આપ. ”

“ બૂમ પાડીને બધાં માણસોને હમણાં જ બોલાવું છું. તારો આવો વેષ જોઇને તેઓ શું બોલવા લાગશે તેનો વિચાર કર ! ”

“ તેઓ શું કહેવાના હતા ? હવે જગતમાં મારૂં રહ્યું છે જ કોણ ? હું કાંઇ થોડી જ નીતિ વિરૂદ્ધનું કાર્ય કરવા તત્પર થઇછું ! ”

“ ત્યારે તેમને બોલાવું કે ? હાંક મારૂં કે ? ”

“ નહિ, નહિ; બ્હેન, આમ શું કરે છે ? તું મને આમ કનડે છે ને ? ગાંડી થઇ ગઈ છે કે શું ? મને રજા નહિ આપે કે ?” એટલું

બોલીને ગૃહસ્વામિની વિદ્યુતવેગે ગૃહની બહાર નીકળી પડી,

પ્રિય પાઠક ! નિદ્રાદેવીને આધીન થએલા કોઈ પણ મનુષ્યે આંખ ઉઘાડીને આ રજનીદશ્ય જોયું નહિ ! ફક્ત આકાશસ્થ ચન્દ્રજ આ દશ્ય જોઈ શક્યો ! અસ્થાયી અને ચંચળ મેઘમંડળ નીચે લપાઈ રહેલો ચન્દ્ર જ આ બાબતનો સાક્ષી હતો !

## પ્રકરણ ૨ જું.

### સ્મશાનભૂમિમાં સંન્યાસી.

" દિશાશૂન્ય પથભ્રાન્ત પથિક ! ક્યાં જાય છે તું ? અમાવાસ્યાની રાત્રિ, ભીષણ અંધકારમયી રાત્રિ, આવું ભયંકર સ્થાન, આવા રાત્રિના સમયે, માનવી ! તું આવા સ્થળે શા માટે એકલો ફર્યા કરે છે ! "

યોગસાધના કરવાના ઉદ્દેશથી કે કોણ જાણે, અમાવાસ્યાની રાત્રિએ સ્મશાનભૂમિમાં ફરતાં ફરતાં એક સંન્યાસીએ પોતાના મનને ઉપરનો પ્રશ્ન પૂછ્યો. જગત્ નિદ્રાવશ–નિઃસ્તબ્ધ હતું. વૃક્ષપલ્લવને કંપાવનારો વાયુ એક દિશામાંથી બીજી દિશામાં ગમન કરતો હતો. સ્મશાનની નજીકમાં એક મોટું સરોવર હતું. આ સ્થાન હિમાલયથી થોડે જ અંતરે હતું. પવન અતિશય શીતળ હતો. સંન્યાસીના શરીર-પર ભસ્મલેપન નહિ હોવાથી, તે રોમાંચિત થયું હતું. આકાશ-માંના એક નક્ષત્ર પ્રત્યે સંન્યાસી એકીટશે તાકી રહ્યો હતો. સરો-વરમાંના સ્વચ્છ સલિલ સાથે ક્રીડા કરી રહેલા નક્ષત્રપ્રતિબિંબ પ્રત્યે સંન્યાસીએ દૃષ્ટિ સુદ્ધાં કરી નહિ. વાયુના જોરથી ઘડી ઘડી "ખડખડ"

ધ્વનિ કરી રહેલાં વૃક્ષપલ્લવ પ્રતિ પણ સંન્યાસીનું ધ્યાન ખેંચાયું નહિ. તે નક્ષત્ર પ્રત્યે જ સંન્યાસી નિશ્ચલ દૃષ્ટિ કરી રહ્યો હતો. અલ્પ સમયમાં જ તે સ્વગત બોલવા લાગ્યોઃ " મનસ્! દુર્ગમ સંસારપથની ભયાનકતા જોઇને તું ગભરાઈ ગયુંને! કયો માર્ગ ગ્રહણ કરવો, તેની તને સૂઝ જ પડી નહિ કે? કયો માર્ગ? આ નક્ષત્ર કેવું સુંદર છે! પરંતુ, અજાણ અને અજ્ઞાન! અંતરમાં શું છે, તેનું તેને જ્ઞાન નથી! જ્ઞાન હોવા છતાં પણ તે માર્ગનું અવલંબન તેનાથી થઈ શકે તેમ નથી કે? મારા કરતાં વધારે જ્ઞાની મનુષ્યો કહે છે કે ત્યાં શ્રેષ્ટ જીવાત્માઓ નિવાસ કરે છે. કદાચ તેમ પણ હોય! પરંતુ મને તો તેમની સાથે મેળાપ જ થયો નથી. જે વસ્તુ પ્રત્યક્ષ દેખાય નહિ તે વિષે ક્યાંથી શ્રદ્ધા રહે? અને શ્રદ્ધા સિવાય તેનું અવલંબન કેવી રીતે થઇ શકે? ત્યારે નક્ષત્રમંડળ, તે મારો માર્ગ નથી. ત્યારે મારે માર્ગ કયો? હું કોણ? આ માર્ગે હું શા માટે જાઉં છું? ભયાનકતા જોઇને ભયભીત શા માટે થવું? મને માર્ગ કેમ જડતો નથી? સંસાર ત્યજીને પર્વતશિખરપર ગયો! અને તેનો પણ ત્યાગ કરીને સ્મશાનમાં આવ્યો. એમ કેમ? કારણ કે મને સંસારનો માર્ગ જડતો. અને પર્વત પ્રદેશમાં ભયાનકતાપૂર્ણ પ્રલોભન મને નજરે પડે છે. આથીજ ભ્રમણ કરતો કરતો હું અહિં આવી પહોંચ્યો. સંસારનું અવલંબન કરવા માટે હું અસમર્થ છું. સંસાર મને આધારશૂન્ય જણાય છે. સંસારમાં પવિત્ર–નિઃસ્વાર્થ પ્રેમનું દર્શન હું કરી શક્યો નથી! સંસાર ચલિત છે, તે વાત હું સારી રીતે સમજી શક્યો છું? હું જે વસ્તુ માગું છું તે સંસારમાં મને મળી નથી. સંસાર પ્રેમમય છે એમ કહેવાય છે. પ્રેમ એટલે સ્વાર્થ! તે સ્વાર્થ વડે જ બધું આવૃત્ત થઇ ગયેલું છે. અને મેં ભાન ભૂલીને તેમાં જ ઝંપલાવ્યું!

હવે ક્યાં જાઉં ? શું કરવું તે સૂઝતું નથી ! મેં ગ્રહણ કરેલો માર્ગ હવે નષ્ટ થયો છે. હું કોણ છું તેની મને ખબર નથી. મન શું છે, તે હું જાણતો નથી. મને અભાવ ઉત્પન્ન થયો છે. તે પૂર્ણ કરવાના ઉદ્દેશથી જ હું સ્મશાનભૂમિમાં આવ્યો છું. શરીર મારૂં નથી. તેમ જ હું પણ શરીરનો નથી. આ સંસારમાં મને મારો માર્ગ જડતો નથી. મારો નાશ કરી શકે તેવી અહિં કઇ વસ્તુ હશે ? સંસારનો પરિત્યાગ કરવાનું સ્થાન સ્મશાન છે. સ્મશાનસેવન કરનારા મૃત્યુ પામેલા ગણાય છે. તેમના શરીરનો અંશ સુદ્ધાં જોઇ શકાતો નથી. મૃત જીવ ક્યાં જતો હશે ? સંસારનું શરીર મૃતિકા સાથે મળી જાય છે. પણ બાકીનું ? માત્ર શરીરનુંજ કે જીવ સુદ્ધાંનું પણ તેમ થાય છે ? આ તો કાંઈ સ્હમજાતું નથી. તે સ્હમજવાને હું શક્તિમાન પણ નથી. શરીર જ જીવસર્વસ્વ હોય તો પછી શોધન કરવાની જરૂર જ નથી. મૃત્યુ પામવા માટે જ ઉત્પન્ન થવાનું હોય તો મૃત્યુ પામવું એ જ દૃષ્ટિ છે. તે માટે વળી શો માર્ગ શોધવા જવું પડે તેમ છે ? મૃત્યુથી જો દુઃખમય જીવનપથનો અંત આવતો હોય તો ચિન્તા શી છે ? તો પછી સંસારનું સાધન અને સાધ્ય કેવળ સ્મશાનભૂમિ જ ગણાય ? કેવું આનંદપ્રદ સ્થાન ! કોલાહલવિરહિત સ્મશાન કેવું સુંદર છે !”

આ પ્રમાણે વિચાર કરતાં કરતાં સંન્યાસી અચેતન થઇને ધરણીપર ઢળી પડ્યો.

---

# પ્રકરણ ૩ જું.

## ગુરૂમેળાપ.

ધીમે ધીમે અંધકારમયી અને શીતળ રાત્રિ પૂર્ણ થવા આવી. નભોમંડળમાંના તારકો અદૃશ્ય થવા લાગ્યા. નિઃસ્તબ્ધ સ્મશાનનું ગાંભીર્ય નષ્ટ થવા લાગ્યું. વાયુના પરાક્રમથી સરોવરના પૃષ્ટભાગપર થઇ રહેલી તરંગલીલા શાંત થવા લાગી. આકાશમાં ચોમેરથી વાદળાં ધસડાઇ આવવા લાગ્યાં. ઉત્તર દિશામાંનો હિમાલય ઘનકૃષ્ણ મેઘ સમાન ભાસવા લાગ્યો. આ સમયે આશ્ચર્યશૂન્ય, અચેતન, ચિંતાકુલ અને સંસારવિરાગી સંન્યાસી શુદ્ધિમાં આવવા લાગ્યો. તે ઉઠીને બેઠો થયો, તરત જ તે ઉભો થયો. હજી પણ તેનું શિર ભ્રમણ કરતું હતું. તેનું હૃદય અસ્થિર હતું. સંન્યાસી થોડીવાર કંઈ પણ બોલ્યા વગર ઉભો રહ્યો, ત્યાર પછી અલ્પ સમયમાં જ તે ત્યાંથી ધીમે ધીમે ચાલવા લાગ્યો. પર્વતપરનું આ સ્થાન તદ્દન વેરાન—ઉજ્જડ હતું. ભૂલેચૂકે પણ કોઇ મનુષ્ય અહિં કદિ આવતું જ નહિ. આ ગાઢ અરણ્યમાં સંન્યાસીએ ઉત્તર દિશા તરફનો માર્ગ પકડ્યો. સંન્યાસી બળવાન, દીર્ઘકાય અને સાહસિક પુરૂષ હતો. આ અરણ્યમાં પ્રવેશ કરીને સંન્યાસી આ દુર્ગમ પર્વતના પ્રવેશદ્વાર પાસે આવી પહોંચ્યો. આ માર્ગે કોઈ પણ મનુષ્ય કદાપિ આવતું જ નહિ. આ સ્થળ અત્યંત ભીષણ અને ભીતિપૂર્ણ હતું. તે સ્થળે કોઇ કોઇ જગ્યાએ વિશાળ શિલાઓમાં ચીરા પડેલા જણાતા હતા. કેટલીક જગ્યાએ તે મોટી દીવાલોની પેઠે સાફ જણાતી હતી. વિશાળ વૃક્ષો પોતાનાં ગગન-ચુંબિત શિર હલાવતાં ઉભાં હતાં. પર્વતના કોઇ કોઇ વિભાગમાંથી

ખળખળ" ધ્વનિ કરતું જળ અસ્ખલિત રીતે વહ્યાં કરતું હતું. કોઇ કોઇ સ્થળે મહાન ગુફાઓ જણાતી હતી. આવી ગુફાઓ પ્રત્યે માત્ર દૃષ્ટિ ફેંકવાથી પણ ભયભીત થઇ જવાય છે. આવા સ્થળે કદાચ કોઇ મનુષ્ય આવી ચડે તો તે ક્યાં ન્હાસી જાય તેની કલ્પના પણ કરી શકાય તેમ નથી. પરંતુ સંન્યાસી તો આ અરણ્યમાં ઘણી યે વાર આવ્યો હતો. આ અરણ્ય જ તેનું વિહારસ્થાન હતું. અલ્પ સમયમાં પ્રચંડ શિલાસમુદાય ઓળંગી ગયા પછી સંન્યાસીએ પર્વત પર ચઢવાનો પ્રારંભ કર્યો. સંન્યાસીનો પગ એકવાર પણ લપસી ગયો નહિ. ભય પામીને તેના શરીરપર એક પણ શ્રમબિન્દુ તરી આવ્યું હોય એમ જણાયું નહિ. આવા દુર્ગમ માર્ગે થઇને સંન્યાસી ક્યાં જતો હશે, વારૂ ? શું તે કંઈ યોગસાધના કરવા જતો હશે ? ગમે તે સાધના તે કરતો હોય, પરંતુ આ સંન્યાસીને એકાંત અતિ પ્રિય હોય એમ જણાય છે. ક્ષુધા, તૃષા વા શરીરકષ્ટ, કોઇની પણ દરકાર કર્યા સિવાય સંન્યાસી એક સરખી રીતે ચાલ્યાં કરતો હતો. મધ્યાન્હ થવા આવ્યો. ધીમે ધીમે દિવસ ઘટવા લાગ્યો. સૂર્યદેવતા પુનઃ પોતાનો અધિકાર આ સ્થળે ગજવવા માટે આજે અસમર્થ હતો. સૂર્યનારાયણનાં કિરણોનો પ્રતિબંધ કરનારી મેઘપંક્તિ હજી પણ નભોમંડળમાં વિચરી રહી હતી. કોઇ કોઇ સ્થળે મેઘપંક્તિ વિખરાઇ ગયેલી જોવામાં આવતી હતી અને તેથી કદાચ સહજ વિશેષ પ્રકાશ પ્રાપ્ત થાય તેમ હતું. પરંતુ ગગનસ્પર્શી વૃક્ષોના પર્ણ-સમુદાયને ભેદીને સૂર્ય કિરણો પૃથ્વી સુધી પહોંચી શકે તેમ નહોતું. પ્રાતઃકાળે અને સંધ્યા સમયે બન્ને બાજૂની પર્વતરાજિ સૂર્ય પ્રકાશને ઢાંકી દેતી હતી. સંક્ષિપ્તમાં સંન્યાસીનો માર્ગ સૂર્યપ્રકાશવિરહિત હતો. જ્યારે થોડો જ દિવસ બાકી રહ્યા ત્યારે સંન્યાસીએ ગિરિ-

આરોહણ કરવાનો પ્રારંભ કર્યો. તે એક ગિરિશૃંગપર ચઢી જતો કે તરત જ બીજું ગિરિશૃંગ તેની દષ્ટિ સન્મુખ હાજર જ હતું; અને તેની આસપાસમાં પણ બીજાં કેટલાંક ગિરિશૃંગ જણાતાં હતાં. આ પ્રમાણે અનેક ગિરિશૃંગ ઓળંગી ગયા પછી, અંતે સંન્યાસી એક મહાન ગિરિશૃંગની સમીપની ગુફાના પ્રવેશદ્વાર પાસે આવી પહોંચ્યો. અત્યારે સૂર્યાસ્ત થવા આવ્યો હતો. ગુફાના દ્વાર પાસે મનુષ્યનો પગરવ સાંભળીને, ગુફાપતિએ આશ્ચર્ય પામતાં જીજ્ઞાસાપૂર્ણ સ્વરે પૂછ્યું; "કોણ છે રે? આવા એકાન્ત સ્થળમાં શાન્તિનો ભંગ કરવા સારૂ અહિં કોણ આવ્યું છે?"

ગુફાપતિ સ્વામી મહારાજ હમણાંજ ધ્યાનમગ્ન અવસ્થામાંથી મુક્ત થયા હતા. કંદ–મૂળ આરોગવાની તેઓ તૈયારી કરતા હતા. એવામાં તેમણે આ પ્રમાણે સાંભળ્યું: "એ તો હું છું! ગુરૂ મહારાજ!"

"હરિનારાયણ! આવ બેટા, ત્હને હું ઘણા દિવસથી મળી શકયો નથી." ગુફાપતિએ સામો ઉત્તર દીધો.

---

## પ્રકરણ ૪ થું.

---

## ભૂટિઆનું દેવમંદિર.

સ્વામીની યોગગુફાની ઉત્તર દિશા તરફનો પર્વતપ્રદેશ સહજ સપાટ જણાતો હતો. તે પર્વતપ્રદેશથી બે હજાર હાથ દૂરના અંતરે ઉપત્યકા ભૂમિ આવી રહી હતી. એ સપાટ પ્રદેશની વાયવ્ય દિશા તરફથી નીકળીને એક વેગવતી સરિતા અગ્નિ દિશા તરફ વહેતી હતી. આ સરિતાનો દૂર અંતરે એક બીજી સરિતા સાથે સંગમ થાય છે. પૂર્વ દિશા તરફ તેનો મોટો પ્રવાહ બનીને, અનેક દુર્ગમ પ્રદેશમાં

વહન કર્યા પછી તે સરિતા પૂણ્ય સરિતા ભાગીરથીને મળે છે. ને ઉપત્યકાના રાજ્યમાં છે. તેનો ઉદ્દભવ હિમાલયમાંથી છે. બીજી સરિતા નેપાળ અને ભૂતાનના મધ્ય પ્રદેશોમાંનાં સેંકડો પ્રવાહની બનેલી છે. આ ઉપત્યકા ભૂમિની વાર્ત્તા અમે લખવા ઇચ્છીએ છીએ. આ સ્થાનની ઉત્તર અને પૂર્વ દિશાએ નેપાળની સીમાપર આવી રહેલા પ્રચંડ પર્વતોની હાર છે. પશ્ચિમે ભૂતાનની રાજ્યસત્તા નીચેના કેટલાક ન્હાના ન્હાના પર્વતો છે. અમે જે સમયની વાર્ત્તા લખીએ છીએ, તે સમયે ઉપત્યકાનું રાજ્ય બળવાન ગણાતું હતું. તેણે તુર્કની આધીનતા સ્વીકારી નહોતી.

વૃક્ષસમુદાયથી આચ્છાદિત થએલા પર્વતની અપૂર્વ શોભા, પર્વતમાર્ગની ભયાનક ભીષણતા, ન્હાના ન્હાના ઝરાઓના સુમધુર નિનાદ, હિમગિરિના ગગનભેદી શુભ્ર શિખરોની રમણીયતા, ઉપત્યકા ભૂમિમાંની મેઘોત્પત્તિ અને તેની આશ્ચર્યજનક ક્રીડા, પ્રત્યક્ષ જોવાથી આપણા મનમાં એમ જ થાય છે કે સ્વર્ગ શું, અને વળી નર્ક શું ? નિસર્ગદેવીનું સૌન્દર્ય અનેક પ્રકારનું છે. પરંતુ પર્વતસૌન્દર્ય સૌથી ચઢી જાય તેવું છે. પાર્વતીય સૌન્દર્યમાં નગરાજ હિમગિરિનું આ સ્થળ અત્યુત્તમ ગણાય છે. કોઇ કવિની લેખિનિ અનેક જન્મ સુધી યોગતપશ્ચર્યા કરે તો પણ આ સ્થળનું વર્ણન કરવાની શક્તિ તે પ્રાપ્ત કરી શકે એ અસંભવિત છે. અનંત આકાશમાં દૃષ્ટિગોચર થતી મેઘપંક્તિ સાથે આ વિશાળ પર્વતરાજ પોતાના મસ્તકપર હિમ ધારણ કરીને સતત ક્રીડા કરે છે. એક સ્થળે વાદળાં નીચાં જણાય છે તો અન્ય સ્થળે તે છેક ઉંચે ચઢી ગયેલાં જોવામાં આવે છે. પર્વતપ્રદેશપરનો બરફ સૂર્યના આ તાપને લીધે ઓગળીને વહેવા લાગે છે અને તે સાગરનો સંગમ પામવા માટે ત્વરિત ગતિથી આગળ વધે છે. અને તે જ પ્રવાહમાંથી બ્રહ્મપુ-

રના સમયે અનેક વાદળાં ઉત્પન્ન થઇને તે અનંત આકાશને ચુંબન કરવા સારૂ દોડધામ કરી રહે છે. નિમિષ માત્રમાં જ અસંખ્ય મેઘની ઉત્પત્તિ, બીજી જ પળે વાયુસંચાલનને લઇને તેની ગગનચુંબી ગતિ, પુનઃ પલ માત્રમાં તેમનું અનંત સાગરમાં ભળી જવું, અને વળી પર્વતરૂપી ભીષણ મૂર્તિ સાથે ક્રીડા કરવીઃ આ સર્વ પ્રકાર જેણે પ્રત્યક્ષ જોયો હોય, તે મનુષ્યના નેત્રદ્વયમાંથી હર્ષાશ્રુપ્રવાહ વહ્યા સિવાય રહેજ નહિ. પરંતુ એક મનુષ્ય શું આવા નિઃસીમ પ્રકૃતિસૌન્દર્યનું વર્ણન કરવા માટે સશક્ત છે કે ? પર્વતવાસીઓને જ આ નિસર્ગ સૌન્દર્યનો અનુભવ હોય છે. ક્ષણ માત્રમાં પર્જન્યવૃષ્ટિ, એક ક્ષણમાં સૂર્યદર્શન, અને એક જ ક્ષણમાં મોટો મહાસાગર, આવી પરિસ્થિતિ ! વળી પાછું કંઇ નહિ ! આકાશ નિરભ્ર, ચારે બાજૂની પર્વતરાજિ ગગનસ્પર્શ કરી રહી છે; ચારે દિશાનાં પક્ષિગણનો મધુર કલરવ મનને પરિતૃપ્ત કરે છે; નયન અનિમિષપણે અનેક ચમત્કારો જૂએ છે; પરંતુ, અલ્પ સમયમાં જ પ્રેક્ષક સમુદ્રમાં જ ઉછળવા માંડે છે. ઓહો ! કેવો આશ્ચર્યજનક દેખાવ ! ગગનસ્પર્શી પર્વત ક્યાં અદશ્ય થઇ ગયો ? પક્ષિગણનો મધુર કલરવ ક્યાં ? આકાશ ક્યાં છૂપાઇ ગયું ? પ્રેક્ષકની આધારભૂત ભૂમિ ક્યાં ! વૃષ્ટિએ પ્રેક્ષકને ભીંજવી દીધો ! પોતે સમુદ્રસ્નાન કરતો હોય એવો તેને ક્ષણ માત્રમાં ભાસ કરાવી દીધો ! પણ તે કેટલી વાર ? આકાશ પુનઃ સૂર્યના તેજઃ-પુંજ કિરણોથી ઉજ્વલ જણાવા લાગ્યું ! પર્વત પર કોઇ સ્થળે સૂર્યપ્રકાશ, કોઇ સ્થળે ભીષણ અંધકાર, કોઇ સ્થળે મેઘપંક્તિનાં જૂથ, અને કેટલાક સ્થળે પૂર્વેનો વૃક્ષસમુદાય દેખાય છે. એ બધી વિધિની લીલા ! સમુદ્ર ક્યાં ગયો ? જળપ્રવાહ ક્યાં છૂપાઇ ગયો ? પ્રેક્ષક આ શોભા જોવામાં લીન થયો એટલે તે ખાવાપીવાનું પણ વિસરી

જવાનો ! આ દશ્યનું વર્ણન કરવામાં કોણ યશસ્વી નિવડે ! ઉપત્યકાભૂમિ મેઘોત્પત્તિનું જ સ્થાન છે ! મેઘોત્પત્તિની શોભા મેં જોઈ ત્યારે હું બોલી ઉઠયો: “ મેઘ ! ઠીક લાગ મળ્યો છે ! લ્હેર કરી લે ! એકવાર ઉત્પન્ન થા ! પછી ઉંચે ચઢ ! અને પુનઃ પૃથ્વી પર વૃષ્ટિ કરીને તેનું વક્ષઃસ્થળ શીતલ કર ! તારી લીલા જોઇને હું કૃતાર્થ થયો છું. તારી લીલાનું વર્ણન અન્ય કોઇની પાસે કરવાની જરૂર નથી. કારણ કે તેનો મર્મ તે સ્હમજી શકે તેમ નથી ! કેટલીક વાર લોકો સાચી વાતને પણ જૂઠી ગણી કાઢે છે. તો પછી તારા ક્રીડા–કૌશલ્યનું વર્ણન તેની પાસે કરીને શો ઉપયોગ ? ” તે સ્થળે વહેતી સરિતામાંનાં ન્હાનાં મોટાં માછલાંઓ જોઇને હું બોલી ઉઠયો: “ મત્સ્ય ! ઇચ્છામાં આવે તે પ્રમાણે વિહાર કર ! સમુદ્રની સપાટીથી ચાર હજાર ઉંચાઇપર તું ક્રીડા કરે છે. હું આથી આશ્ચર્યમગ્ન થયો છું. જડવાદાભિમાની અવિશ્વાસી પુરૂષનો ગર્વ અહિં ગલિત થવો જ જોઇએ. ” ત્યારપછી હું ઉપત્યકાભૂમિમાં ગયો. ત્યાં મેં શું જોયું ? ઉત્તર દિશા તરફના હિમાલયપર્વતમાંથી ધવલ હિમરાશિ એક પછી એક નીચે આવતી હોય એમ જણાતું હતું. તે જોઇને હું બોલી ઉઠયો: “ હે પ્રકૃતિસૌન્દર્યદેવતા, તું જ માત્ર અખિલ વિશ્વમાં સુખી છે ! અમે અસાર સંસારી જનો તારી પાસે કંઈ જ હિસાબમાં નથી ! અમે નર્કની શોભા નિહાળવામાં જ આનંદ માનનારા છીએ. પવિત્રતર બનીને તું જ સાગર તરફ વેગે વેગે ધાય છે ! ”

હવે વિશેષ વિવેચન કરવાની આવશ્યકતા નથી. જેમ ફાવે તેમ લખીને અશક્ય કીર્તિ સંપાદન કરવાનો પ્રયત્ન અમારે શા માટે કરવો જોઇએ ? વાંચનારને વધારે વર્ણનો વાંચીને કંટાળો આવ્યો

હશે ! વાંચનાર, જે સ્થાનના પ્રકૃતિસૌન્દર્યનું વર્ણન અમે કર્યું છે. તે સ્થાનની સાથે આપણી નવલકથાનો સંબંધ હોવાથી જ અમે ઉપ-યુંક્ત વર્ણન આપ્યું છે. ઉપત્યકાભૂમિપર વહન કરતી તે વેગવતી નદીના તીરે એક ભૂટિઆનું દેવમંદિર હતું. મંદિરના મધ્ય ભાગમાં ભગવાન શ્રીબુદ્ધદેવની મૂર્ત્તિ હતી અને તેની આસપાસમાં બીજી પણ ન્હાની ન્હાની મૂર્ત્તિઓ હતી. મંદિરમાંની દિવાલોપર દેવોનાં ચિત્રો ચીતરેલાં જોવામાં આવતાં હતાં. ભૂટિઆ મંદિરના પૂજારીને લામા કહેવાય છે. ટિબેટીભાષામાં પૂરોહિતને લામા કહેવાય છે. લામા અત્યંત પવિત્રાચરણી અને પરમ ધાર્મિક હોય છે. અનેક યોગતપશ્ચર્યા કર્યા સિવાય કોઇથી લામા થઇ શકાતું નથી. લામાને સ્ત્રી પુત્રપુત્રાદિ કંઇ જ હોતું નથી. કારણ કે લામા બ્રહ્મચારી હોય છે. લામાનું કર્ત્તવ્ય મીત્ર ધર્માધ્યયન અને યોગતપશ્ચર્યા જ છે. અમે જે દેવમં-દિરનું વર્ણન કરવા ઇચ્છીએ છીએ તે દેવમંદિરમાં અનેક લામાઓ છે. તે લામાઓના વડા ગુરૂ જટાધારી–શુભ્રકેશી છે. તેણે સંસા-રિક સુખોપભોગનો ત્યાગ કર્યો હતો. નાનાવિધ વ્રતાચરણો કરવાથી વડા ધર્મગુરૂની દેહયષ્ટિ ક્ષીણ થઈ હતી; તોપણ તેની શરીરકાન્તિપર અપૂર્વ નૂર હતું. મંદિરની આસપાસમાં પર્વતવાસી જનોની ક્ષુદ્ર ઝૂંપડીઓ હતી. પૂર્વ દિશાના ગિરિશ્રૃંગપર ઉપત્યકારાજ્યના ભૂટિઆની લશ્કરી છાવણી હતી. મંદિરની નજીકમાં એક ગુપ્ત માર્ગ ક્યાંથી શરૂ થતો હતો અને તે ક્યાં સુધી જતો હતો, તેનું વર્ણન યોગ્ય સમયે આપ-વામાં આવશે.



# પ્રકરણ ૫ મું.

## મોહિની.

રણધીરસિંહ ઉપત્યકારાજ્યના સીમા પ્રદેશનો રક્ષણ કરનાર સૈન્યાધિપતિ હતો. તે ધૈર્યશીલ હતો. પૂર્વે તેણે માત્ર સિપાઈ તરીકે કામ કર્યું હતું. તેના બુદ્ધિકૌશલ્યને લીધે જ ઉપત્યકા પ્રદેશ અનેક વર્ષ થયાં સુખશાન્તિનો ઉપભોગ કરી શકતો હતો. રણધીરસિંહ બહુ વિદ્વાન્ નહોતો. પરંતુ ઉપત્યકાના રક્ષણ માટે તેણે જે મહદ્ કાર્ય કર્યું હતું, તત્સંબંધી ઇતિહાસમાં કાંઈજ ઉલ્લેખ નથી. તેમ છતાં ઉપત્યકાન્તર્ગત પર્વતવાસીઓને રણધીરના તે મહાન કાર્યની સ્મૃતિ ચિરકાળ પર્યંત રહેશે, અને ભારતીય જનોના અંતરમાં સહાનુભૂતિના પ્રભાવથી, આ પાર્વતીય જાતિ બદલ પ્રેમ ઉદ્ભવશે તે સમયે આ રણધીર તેમના હૃદયમાં અનંતકાળ પર્યંત સ્મૃતિરૂપે વાસ કરશે.

રણધીરનો જન્મ લેપ જાતિમાં થયો હતો. પર્વતવાસી જાતોમાં લેપની જાતિ સર્વશ્રેષ્ઠ અને સુંદર ગણાય છે. તેઓ કેવળ સૌન્દર્યસંપન્ન ગણાય છે એટલું જ નહિ, પરંતુ તેઓ મમતાળુ અને સહૃદય પણ હોય છે. તેઓ નિત્ય પ્રફુલ્લ મનવાળા હોય છે. કદિ પણ કજીઓ કંકાસ નહિ કરવાનો તેમનામાં મુખ્ય સદ્‌ગુણ હોય છે. તેઓ બધાં એક જ કુટુંબનાં માણસો હોય તેવી રીતે પરસ્પર પ્રેમપૂર્ણ વર્તન રાખે છે. તેમના ઐક્યપ્રિય સ્વભાવનું ખાસ ઉદાહરણ તો એ છે કે, તેઓ એક વાર રણસંગ્રામ આદરે છે ત્યાર પછી ભલે ઉપવાસ ખેંચવાનો પ્રસંગ આવે તો પણ તેમનામાંથી એક પણ મનુષ્ય ફૂટીને શત્રુપક્ષમાં ભળી જતો નથી. તેમનામાંના ઘણાખરા લોકો નોકરીમાં જોડાય છે.

પરંતુ તેમના મત વિરૂદ્ધનો જો કોઇ નિયમ તેમને માલૂમ પડે છે કે તરત જ તેઓ નોકરી ત્યજી દે છે. લેપજાતિની સ્ત્રીઓ પુરૂષો કરતાં પણ વધારે દીર્ઘકાય અને અતિશય સુંદર હોય છે.

પાર્વતીય જાતિઓમાં સ્ત્રીપુરૂષો બન્ને સમાન સ્વતંત્રતા ભોગવે છે. કોઈ કોઇનું તાબેદાર નથી. પ્રણય કરવામાં કોઇ પણ કોઇને અટકાવી શકતું નથી. જેની જેના પ્રત્યે પ્રેમભાવના થાય છે, તેની સાથે તેનું લગ્ન કરવામાં આવે છે. આ ઇચ્છાલગ્નનો પ્રતિબન્ધ કોઇ કરી શકતું નથી. પ્રેમી યુવકયુવતીઓના પ્રણય સંબંધની માહિતી મળતાની સાથે જ વડીલ માણસો તેમને લગ્નગ્રંથિથી જોડી દે છે. કદાચ આ પ્રણયસંબંધ પ્રત્યે વડીલ વર્ગની અસંમતિ હોય તો યુવયુકવતી પલાયન કરી જાય છે; અને પોતાની મેળેજ લગ્ન કરી લે છે. તેમની વિવાહપ્રણાલિ ઉપર્યુક્ત પ્રકારની છે. તે જાતિઓમાં બાલવિવાહ, તેમ જ અસંમત વિવાહનો પ્રણાલિનો પ્રચાર નથી; તેમજ વિધવાવિવાહનો નિષેધ નથી.

રણધીરસિંહને બે પુત્રીઓ હતી. બન્ને સુશીલ અને સુંદર હતી. મોટીનું વય બાવીશ વર્ષનું હતું જ્યારે નાનીનું વય વીશ વર્ષનું હતું. મોટીનું નામ માયા અને ન્હાનીનું નામ મોહિની હતું. બાલ્યાવસ્થાથીજ બન્ને બ્હેનો પર્વતપર અને અરણ્યમાં રમવા જવાને ટેવાયલી હતી. ત્યાં જઇને તેઓ પોતાનો કાળ આનંદવિનોદમાં વીતાડતી. બન્નેનાં હૃદય શુદ્ધ હતાં. બન્ને બ્હેનો ભૂટિઆના મંદિરમાં ભગવાન બુદ્ધનાં દર્શનાર્થે હંમેશાં જતી. રણધીરસિંહે પોતાની બન્ને પુત્રીઓને ઉચ્ચ પ્રતિનું શિક્ષણ આપ્યું હતું. તેણે પોતાની પુત્રીઓના નૈસર્ગિક રીતે આનંદી સ્વભાવનો કદાપિ ગતિરોધ કર્યો નહોતો. મંદિરના કુમારિવર્ગમાં તેણે પોતાની બન્ને પુત્રીઓને સમવિષ્ટ કરી હતી.

તે મંદિરના લામા પાસે એક મનુષ્ય નિત્ય ધર્મગ્રન્થનું અધ્યયન કરવા માટે આવતો હતો. તેને હિંદી ભાષાનું સારૂં જ્ઞાન હતું. બુદ્ધ મંદિરના લામા પાસેથી તે મનુષ્ય બૌદ્ધધર્મનું શિક્ષણ મેળવતો હતો અને લામાને તે હિંદુશાસ્ત્રનું અધ્યયન કરાવતો હતો. આયા અને મોહિની આ નિત્યનો શાસ્ત્રવિનિમય લક્ષયપૂર્વક સાંભળતાં હતાં.

આ પ્રમાણે કેટલાક સમય સુધી ચાલ્યા કર્યું. લામાને હિંદી ભાષા દ્વારા હિંદુશાસ્ત્રનું જ્ઞાન આપનારો મનુષ્ય સંસ્કૃત ભાષામાં પણ પ્રવીણ હતો. તેણે સંસ્કૃત ભાષાનો અભ્યાસ લગભગ પાંચ છ વર્ષ સુધી કર્યો હતો. પંડિતનું સંસ્કૃત વાંચન અને હિંદી વિવરણ સાંભળીને મોહિનીને તે બન્ને ભાષાનું શિક્ષણ મેળવવાની ઉત્કટ ઇચ્છા થઇ આવી. તેણે પોતાની આ ઇચ્છા પોતાના પિતા પાસે પ્રદર્શિત કરી. પુત્રીની વિદ્યાસંપાદનની ઇચ્છા જાણીને, મોહિનીના પિતાએ લામાને તે હિંદી પંડિતદ્વારા મોહિનીને બન્ને ભાષાનું જ્ઞાન આપવાની વિનંતી કરી. પંડિતે મોહિનીને હિંદી અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરાવવાનું શરૂ કર્યું.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રેમલીલાનો પ્રારંભ.

ઉગે વૃક્ષો સાંથી, લલિત લલના વેલ વળતી,
ન સૂકાતાં છૂટે, પ્રજલિત થતાં એ ન ટળતી;
નિશા–ચંદા, રાત્રી–દિવસ, કમલો ને દિનમણિ,
છૂટે છોડયાં ના તે, જગતગતિ એ દિવ્ય રમણિ.

**મ. ન. દ્વિવેદી.**

એક વર્ષમાં પંડિતના વિશેષ પ્રયત્નથી તેમજ પોતાની તીવ્ર બુદ્ધિને લીધે મોહિની સંસ્કૃત અને હિંદી ભાષામાં સાધારણ રીતે વાતચિત કરી શકતી હતી.

નિર્જન અરણ્યમાં પણ પુષ્પો ખીલે છે. ભીષણ મરૂભૂમિમાં પણ સરોવર હોય છે. જ્યાં કંટક હોય છે ત્યાં ગુલાબ પણ હોય છે. મનુષ્ય પ્રાણીથી અજ્ઞાત આ સંસારમાં કેટલા આશ્ચર્યજનક પ્રકારો નજરે પડે છે, તેની ગણના પણ થઈ શકે તેમ નથી. અરણ્યમાં કેટલાંયે પુષ્પો ખીલીને કરમાઈ જાય છે. મનુષ્યને તેની શી દરકાર છે? જ્યાં માનવકલ્પનાશક્તિ પહોંચી શકતી નથી, જ્યાં મનુષ્યને ભયાનકતા ભાસે છે, ત્યાં જ સુખશાન્તિનો વાસ હોય છે. દિવસ ઉદય પામ્યો અને અસ્ત થયો. નિર્જન અરણ્યમાં પુષ્પો ખીલી નીકળ્યાં. મરૂભૂમિમાં સુંદર સરોવર થઇ ગયું. કંટકમાં ગુલાબ ઉત્પન્ન થયો! કઠોરતા હતી ત્યાં નમ્ર ભાવનો ઉદ્‌ભવ થયો. પાર્વતીય વનલતા–મોહિની, અપ્રેમમાં કંટકમય નિવાસ કરવા છતાં પણ પ્રેમકુસુમ ધારણ કરી શકી. મોહિનીના ઉજ્જવલ અને તીક્ષ્ણ નેત્રદ્વય કોમલ ચન્દ્રની

પેઠે સર્વત્ર પ્રેમનો વર્ષાવ કરવા લાગ્યાં. આ દૃશ્ય જોઇને કોણ મોહિત થયા વગર રહે? ત્યારે પર્વતપ્રદેશમાં પ્રવેશ કરનારો પેલો સંસ્કૃત પંડિત મોહિનીના એ પ્રેમવર્ષાવથી મોહિત થાય એમાં નવાઇ શું? અધ્યયનમાં હવે વ્યત્યય થવા લાગ્યો. અધ્યયનના સમયે મોહિની એક ચિત્તે સ્નેહપૂર્ણ નયનથી પંડિતની મુખમુદ્રા પ્રત્યે એકીટશે જોઇ રહેવા લાગી. પર્વતપાલિતા મોહિનીને પ્રેમ શું, પ્રણય કોને કહેવાય, તત્સંબંધી કંઇ પણ જ્ઞાન નહોતું. વિશેષતઃ લતામંડળી અવિવાહિત હોય છે. તેમનામાં સ્ત્રી પુરૂષોના પરસ્પર સંમિલન થવાનો પ્રસંગ ભાગ્યેજ આવે છે. મોહિનીને પંડિતના મુખનું નિરીક્ષણ કરવાની ઇચ્છા થવા લાગી. પંડિતના મુખચન્દ્રની શોભા તેને ઉત્તમ લાગતી હતી. મોહિનીના કર્ણ પર માત્ર એક સ્વર અહર્નિશ આવ્યા કરતો હતો. અને તે સ્વર પંડિતના મુખમંડળમાંથી નીકળતો અમૃતમય વાર્તાલાપ જ હતો. મોહિનીનું મન પુસ્તકમાં ચોંટેલું જ નહોતું. વિમુગ્ધ હરિણીની પેઠે તે એકાગ્ર ચિત્તે, અશ્રુપૂર્ણ નયને પંડિતના મુખચન્દ્રનું દર્શન કરવામાં લીન થઈ જતી. પંડિતનું મન વિરક્ત થયું. મોહિનીના આવા વર્તનનો ખરો મર્મ તે કળી શક્યો નહિ. તેણે મોહિનીને પુષ્કળ વખત ઉપદેશ કર્યો પણ વ્યર્થ! પુસ્તક ઉઘાડયા પછી મોહિની એક પૃષ્ટ પણ પૂરૂં વાંચતી નહિ. તે માત્ર એટલું જ બોલતી કેઃ—પંડિત મહાશય, આપનું સંભાષણ સાંભળીને મ્હને અત્યાનંદ થાય છે. આપ પેલી કવિતા પુનઃ ગાઓ જોઇએ! વારંવાર આ પ્રમાણે થયા કરતું હતું. ત્યારે પંડિત ગુસ્સે થઇ જતો. પરંતુ મોહિની તો હસિતવદના જ રહેતી. આ દૃશ્ય જોઇને કોઇ પણ રસિક ક્રુદ્ધ થાય ખરો કે? મોહિનીના ચમત્કારિક વર્તનનો ખરો ભેદ જાણવા સારૂ કયો ઉપાય યોજવો તેની સૂઝ નહિ પડવાથી પંડિતનું મન ચિન્તાક્રાન્ત થયું.

પ્રેમાનુરાગનો પ્રથમ અધ્યાય આ પ્રમાણે કેટલાક દિવસ સુધી ચાલ્યા પછી તેની ઇતિશ્રી થઇ. અત્યાર સુધી જે કલ્પનામાં રમી રહ્યું હતું તે હવે મનમાં ખેલવા લાગ્યું. અદ્યાપિ પર્યંત પંડિતનું મુખદર્શન અને તેનો કવિતાલાપ પ્રિય લાગતાં હતાં, હવે પંડિતની મૂર્તિ પોતાના હૃદય મંદિરમાં જડી દેવાની મોહિનીને ઇચ્છા થવા લાગી. હવે પંડિતના મુખે સંસ્કૃત કવિતા સાંભળીને જ મોહિનીને સંતોષ થવા લાગ્યો નહિ, માત્ર મુખદર્શનથી તે સંતુષ્ટ થતી નહોતી. એકબીજાની હકીકત પરસ્પર કહી સંભળાવીને એકરૂપ થઈ જવાની તેને પ્રબળ ઉત્કંઠા થવા લાગી.

એક દિવસે મોહિનીએ સ્પષ્ટપણે પંડિતને પૂછ્યું:–"આપનું લગ્ન થયું છે કે? જો થયું હોય તો—" તે આગળ બોલી શકી નહિ. આ પ્રમાણે મોહિની અરધું બોલીને અટકી જતી હોવાથી પંડિત ઘણીયે વાર તેના પ્રત્યે ગુસ્સે થઇ જતો.

"ત્હારે તે બાબતની પંચાતમાં પડવાની શી જરૂર છે?" પંડિત બોલ્યો–'ત્હારૂં અભ્યાસનું કામ શરૂ કર; ત્હારૂં કાર્ય તેજ છે."

"હું મ્હારો અભ્યાસ કાળજીથી કરૂં તો મારા પ્રશ્નનો ઉત્તર આપશોને?"

"અવશ્ય."

અલ્પ સમયમાંજ મોહિનીનો પાઠ પૂરો થયો એટલે પંડિત બોલ્યો, "આજ નહિ, આવતી કાલે તું ત્હારો પાઠ પૂર્ણ કરીશ એટલે ત્હારા પ્રશ્નનો ઉત્તર આપીશ."

આ પ્રમાણે પંદર દિવસ વ્યતીત થઈ ગયા. પરંતુ મોહિનીને તેના પ્રશ્નનો ઉત્તર મળ્યો નહિ. એક દિવસે મોહિનીએ પંડિતનો હાથ પકડ્યો અને બોલી: "હું આપને પગે પડું છું. આપનું લગ્ન થયું છે કે

નહિ એટલું મ્હને જણાવો. મ્હારે તે જાણવાની ખાસ જરૂર છે.”

“ ત્હારૂં કામ અભ્યાસ કરવાનું છે. બીજી કોઈપણ જાતની ચોકસી કરવાની ત્હને જરૂર નથી.”

“ પંડિતજી, આપને ઘેર કોણ કોણ છે ?”

“ આ બધી ચોકસી કરવાનું ત્હને શું પ્રયોજન છે ? હું સંન્યાસી છું. મ્હારા પૂર્વાશ્રમની હકીકત અન્યને કહેવી એ સર્વથા અનુચિત છે. મને આમ બોલીને ત્રાસ ન આપ ! જો નિત્ય આમ કરીશ તો હું ત્હને અભ્યાસ કરાવવા સારૂ નહિ આવું.”

“ આપ સંન્યાસી છો એ હું જાણું છું. પણ સંન્યાસી કોણ કહેવાય ? શું કરવાથી સંન્યાસી થવાય છે ? મ્હારો વિચાર પણ આપની માફક સંન્યાસ લેવાનો છે. પંડિતરાજ, કહોને સંન્યાસી શી રીતે થવાય ?”

“ આ સંસારમાંની કોઈ પણ વસ્તુ પ્રત્યે આસક્તિ નહિ રાખતાં, પ્રાણી માત્રના આનંદનિધાન પરબ્રહ્મ પ્રત્યે જે પોતાનું મન ચોંટાડે છે, તેજ સંન્યાસી કહેવાય છે. સંન્યાસી થવું અતિ કઠિન છે. માત્ર સંન્યાસી થવું છે એવો વિચાર કરવાથી જ સંન્યાસી થઇ શકાતું નથી.”

“ આપ મનુષ્ય છો, હું પણ મનુષ્ય છું. આપ સંન્યાસી થઇ શકયા તો હું કેમ નહિ થઈ શકું ? મહાશય, કહોને શું કરવાથી હું સંન્યાસિની થઇ શકીશ ?”

“ ત્હને ધર્મનું શિક્ષણ આપવાનું મ્હેં માથે લીધું જ નથી. ધર્મ સંબંધી હું લેશ માત્ર પણ સંભાષણ ત્હારી સાથે કરનાર નથી. જો ત્હારે હવે આગળ ન શીખવું હોય તો હું આવતી કાલથી ત્હને અભ્યાસ કરાવવા સારૂ નહિ આવું.”

“ નહિ, નહિ, હું આપને વધુ પ્રશ્નો પૂછતી નથી. જો આપ નહિ આવો તો હું પણ અહિં રહેવાની નથી.”

"ત્યારે તું ક્યાં જઈશ?"

"હું સંન્યાસિની થઈશ."

"તું સંન્યાસિની કેવી રીતે થઈ શકીશ?"

"હું આપના જેવો વેષ ધારણ કરીશ. હું મ્હારૂં જીવનવૃત્તાંત કોઇને કહીશ નહિ."

"આ બધી હકીકત હું ત્હારા પિતાને કહી દઈશ. વાસ્તવિક રીતે આટલો ઉપદેશ કરવા છતાં પણ હું ત્હારૂં મન શાન્ત કરી શક્યો નહિ. ત્હને શિક્ષણ આપવા માટે હું અયોગ્ય છું. ત્હારા પિતાને તેમજ વડા લામાને આ હકીકત સ્પષ્ટરીતે જણાવી દઇશ. તું મ્હને જે ત્રાસ આપી રહી છે તે જાણીને તેઓ ત્હારા પ્રત્યે ગુસ્સે થશે. તો હજી પણ ચેત!"

"પિતાશ્રી મ્હને શું કરવાના હતા? તેઓ મ્હારા પર બહુ વ્હાલ રાખે છે. મ્હારી ઇચ્છા વિરુદ્ધ તેઓ કદિ પણ વર્તી શકે તેમ નથી. આપ આ દેશના આચાર વિચારથી અજ્ઞાત હોવાથી જ મ્હને આ પ્રમાણે ધમકાવો છો! અમારા દેશમાં યોગ્ય વયની કન્યાઓને તેમની ઇચ્છાનુસાર વર્તવાની છુટ છે. તેમનું સ્વાતંત્ર્ય છીનવી લેવાનો અધિકાર માતાપિતાને બિલકુલ છેજ નહિ."

"લગ્ન સંબંધમાં આવો નિયમ છે એમ મ્હેં સાંભળ્યું છે. પરંતુ, તું તો ત્હારા પિતાનો ધર્મ ત્યજી દઇને સંન્યસ્થ સ્વીકારવા ઇચ્છે છે, એ વાત જાણીને ત્હારા પિતા ત્હારા પ્રત્યે અવશ્ય ગુસ્સે થશે જ. આ દેવમંદિરમાંથી ત્હને અન્ય સ્થળે મોકલી દેવામાં આવશે. હજી પણ વિચાર કર. ત્હારા આવા વર્તનથી ત્હારો પણ સર્વનાશ થશે."

"મ્હને કંઇ જ નુકસાન થવાનું નથી. આપના શિરપર સંકટ

આવશે. આપે લગ્ન કર્યું છે કિંવા નહિ એટલું જ મ્હને જણાવો એટલે થયું. જો એટલું નહિ કહો તો આપેજ મ્હને શિક્ષણ આપીને સંન્યાસિની બનાવી છે એવું હું મ્હારા પિતાને કહીશ ! મ્હેં મ્હારા પિતાને એ પ્રમાણે કહ્યું કે આપના પ્રાણ સંકટમાં આવી પડ્યા જ સ્હમજી લેજો ! ”

“ તું અસત્ય બોલે છે. ત્હારા શબ્દોપર મ્હને શ્રદ્ધા ચોંટતી નથી. અને કદાચ તું ત્હારા પિતાને તે પ્રમાણે કહે તો હું તેથી લેશ માત્ર પણ ભય પામતો નથી. ત્હારા અસત્ય શબ્દો પર વિશ્વાસ રાખીને કદાચ ત્હારા પિતા મ્હારી પ્રત્યે ક્રુદ્ધિત થશે. પરંતુ તેથી તે મ્હને શું નુકશાન કરી શકે તેમ છે ? આ દેહની ઉત્પત્તિ થઈ ત્યારથી જ તેનો નાશ થવાનું નિર્ણિત થએલું છે. મૃત્યુના ભયથી ડરી જઇને મ્હારી પોતાની ઇચ્છા વિરૂદ્ધનું કાર્ય હું કદાપિ કરનાર નથી. ”

“ આત્મઘાત કરવો એ મહા પાતક છે એમ આપે જ એકવાર કહ્યું હતું ને ? આપ શિરજોરીથી મૃત્યુના દ્વારમાં પ્રવેશ કરશો તો આપને શિર તે પાતક નહિ ચોંટે કે ? ”

“ ત્હને ફાવે તેમ તું બોલ, પરંતુ હું ત્હને મ્હારા પૂર્વજીવન-ની વાર્તા કદાપિ કહેવાનો નથી જ ! ” એટલું બોલીને પંડિત ત્યાંથી ચાલતો થયો. બીજે દિવસે તે મોહિનીને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ આવ્યો જ નહિ.



# પ્રકરણ ૭ મું.



## ભગિની સંવાદ.

એક પછી એક દિવસો વ્યતીત થવા લાગ્યા. મોહિનીએ અમૃતની આશાથી ગુપ્ત રીતે જે વિષયના ઇચ્છાપૂર્વક આસ્વાદ લીધો, તેની જ્વાળા ધીમે ધીમે વધારે પ્રજ્વલિત થતી ગઈ. માયાને આ બાબતની કશીજ માહિતી નહોતી. કનિષ્ટ બ્હેન વિદ્યાસંપન્ન થતી જતી હોવાથી, તે પોતાના મનમાં આનંદ પામતી હતી. તે રાત્રિદિવસ દેવસેવામાંજ ગુંથાઈ રહેતી. દિવસ ઉદય પામતો અને અસ્તગત થતો. પરંતુ સંસ્કૃત પંડિત એકવાર ગયો તે પુનઃ આવ્યો નહિ. મોહિનીના મુખચન્દ્રપરની પ્રફુલ્લતા અદ્રશ્ય થઈ. તેને હવે સઘળું અપ્રિય ભાસવા લાગ્યું.

બ્હેનનું દુઃખ, અને બ્હેનની અસહ્ય યાતના તેની બ્હેનજ જાણી શકે છે. ભગિનિની પ્રેમભાવના ભગિનિજ જાણી શકે છે. પુરૂષ પ્રત્યેનો પ્રેમ, પવિત્ર પ્રેમના ઉત્કટ ઉત્તેજનાથી ઉદ્દભવેલો અન્ય વ્યક્તિનો અનુરાગ એ સર્વ બાબત માનવચરિત્રની નિત્યની પરિચર્યા હોવા છતાં પણ દેવમંદિરમાં નિવાસ કરતી કુમારિકાના વ્રતનો નિયમ તેની વિરૂદ્ધ પક્ષનો હતો. આસક્તિનો નાશ કરવો એજ તેનું મુખ્ય વ્રત હતું. મોહિની આ નિયમનું પાલન કરવા માટે અસમર્થ હતી. તે સ્વાભાવિક રીતે પ્રેમાનુરાગીજ હતી. પંડિત આ વાત જાણતો હોવાથી તે પ્રથમથીજ સાવધ થયો હતો. અજાણ યુવતી મોહિની પણ જાણતી હતી કે પંડિત કોઇ જ્ઞાની મનુષ્ય છે. પરંતુ તે પોતાની માનસિક શાન્તિને અખંડ રાખી શકી નહિ. તે હૃદયની દુર્દમનીય વૃત્તિને વિવશ થઈ

ગઇ. દેવમંદિરના આત્મસંયમનો મુખ્ય નિયમ પાળવા માટે તે અસમર્થ નિવડી ! અંતે મોહિનીનો મનોભાવ માયાના જાણવામાં આવ્યો. મોહિનીએ પણ ચાર પાંચ દિવસ પછી પોતાની હકીકત માયાને કહી સંભળાવી. આથી માયાને ખેદ થયો. પરંતુ નિયમ વિરૂદ્ધનું પોતાની ભગિનીએ કર્યું હોવાથી, તેને મોહિની પ્રત્યે બિલકુલ તિરસ્કાર આવ્યો નહિ. ત્યારે તેણે શું કર્યું ? મોહિનીના હૃદયમંદિરમાંની પ્રણયમૂર્તિ દૂર કરવાના પ્રયત્નો કરવાનું કામ માયાએ શરૂ કર્યું. કારણકે મંદિરનો કઠોર નિયમ પ્રણયનો સખ્ત વિરોધી હતો. મોહિનીની પ્રણયકથા વિષે મંદિરવાસી સ્ત્રીપુરૂષો તેમજ મોહિનીના પિતા અને ગુરૂજનો અદ્યાપિપર્યંત તદ્દન અજ્ઞાન હતાં.

મોહિનીના રોગનો પ્રતિકાર કરવામાં ગુંથાવાથી માયાની દેવસેવાની પ્રવૃત્તિ ઘટવા લાગી. મંદિરનું કાર્ય કરવામાં તેને ઓછો સમય મળવા લાગ્યો. પરંતુ, મોહિનીની બિમારીને લીધે, માયાની કર્તવ્યત્રુટી થવાથી, મંદિરવાસિની કુમારિકાઓ સહજ પણ ક્રુદ્ધ થઇ નહિ. મોહિનીને સાથે લઇને માયાએ પર્વતપર ફરવા જવાનું શરૂ કર્યું. તેના મનમાં એવી આશા હતી કે ગમે તેમ કરીને મોહિનીનું મન અન્ય દિશા તરફ વાળવાથી, તેના રોગનો પરિહાર થઇ શકશે.

પોતાની મોટી બ્હેનની સાથે સૃષ્ટિસૌંદર્યનું અવલોકન કરવાથી મોહિનીનું મન સંતુષ્ટ થવા લાગ્યું. એકાદ સુંદર પુષ્પ તેના જોવામાં આવતું, અથવા તો પક્ષીનો મધુર કલરવ તેના સાંભળવામાં આવતો કે તરતજ, અત્યારે જો પંડિત મહાશય મ્હારી સાથે હોય તો તેના સહવાસસુખથી કેવો આનંદ પ્રાપ્ત થાય એમ તેના મનમાં થઈ આવતું. અપૂર્વ શોભાશાલી ગિરિશૃંગપર મેઘપંક્તિ જોવામાં આવતાં શકુંતલા અને કાદમ્બરીની કથાઓ તેની દૃષ્ટિ સન્મુખ તરવરી રહેતી હતી.

એકાદ સુંદર વૃક્ષલતાની પાસેના શીતળ સ્થળ પાસે બેસવાની સાથેજ પતિવ્રતા સરલ હૃદયા **સીતા**ની કથા તેને સાંભરી આવતી અને તરતજ તેના નેત્ર હૃદયમાંથી અવિરલ અશ્રુપ્રવાહ વહેવા માંડતો.

આ પ્રમાણે કેટલાક દિવસ સુધી બન્ને ભગિનીઓ પર્વત-શિખરપર, ગુફાઓમાં, અરણ્યમાં, અને વનોપવનમાં ફરી આવીને કાળ વ્યતીત કરવા લાગી. એક દિવસ પર્વતપર ભ્રમણ કરતાં કરતાં મોહિની બોલી:—"બ્હેન, તું મ્હને હમેશાં ઉપદેશ કરે છે તો પછી એકાદ સુંદર અને વિકસિત પુષ્પ જોતાંની સાથે તું તેને ચૂંટી લેવા સારૂ શા માટે ઉત્સુકતાથી ધાય છે ?"

"એટલે ?" માયા બોલી: "સુંદર પુષ્પ જોવાથી મોટા લામાને આનંદ થાય છે, અને તેથીજ હું તેમના માટે પુષ્પો લઇ જાઉંછું."

"તેમના આનંદ માટે તું આટલુંબધું શામાટે કરે છે?"

"તેમણે મ્હારાપર અનેક ઉપકાર કર્યા છે. તે મ્હને બહુ વ્હાલા લાગે છે."

"પંડિત મહાશયે મ્હારા પ્રત્યે કંઇજ ઉપકાર કર્યા નથી કે? તેના આનંદ માટે હું જે કંઇ કરૂં તે અનુચિત ગણાય કે? મ્હને પણ તે અતિ પ્રિય લાગે છે."

"તેના પ્રત્યેનો ત્હારો પ્રેમ અવિચલ રહેવા દે!" માયા બોલી: "પ્રેમનો નિષેધ કોઇજ કરતું નથી. પરંતુ ધર્મ વિરૂદ્ધનું કાર્ય કરવું તે અનુચિત ગણાય છે. લામા પ્રત્યે હું જે પ્રકારનો પ્રેમ ધરાવું છું, તેજ પ્રકારનો પ્રેમ તું પંડિત મહાશય પ્રત્યે રાખ! પરંતુ ધર્મ વિરૂદ્ધનું કાર્ય કરવા માટે પ્રવૃત્ત ન થા! આપણે પર્વતવાસીઓએ અન્યના ધર્મનો સ્વીકાર કરવો.એ ઘણું અનુચિત છે. તું પરધર્મનો સ્વીકાર કરવા માટે ઉદ્યુક્ત થઇ છે, તેથીજ ત્હને આટલું કહેવું પડે છે."

"હં." મોહિની બોલવા લાગી: "તું કહે છે કે પુષ્પથી મોટા લામા સંતુષ્ટ થાય છે, અને તેમણે ત્હારા ઉપર ઘણા ઉપકાર કર્યા હોવાથી, તું તેમના સારૂ પુષ્પો લઇ જાય છે. અર્થાત્ મોટા લામાને સંતુષ્ટ કરવા સિવાય પુષ્પો તોડવામાં ત્હારો અન્ય કંઇજ ઉદ્દેશ નથી. હું પણ પંડિતના અનેક ઉપકાર તળે દબાએલી છું, અને તેથીજ તેને જે પ્રિય હોય તે મ્હારે કરવું જ જોઇએ. તું તેમાં શામાટે વિઘ્નરૂપ થાય છે ?"

"પંડિતને સંતુષ્ટ કરવા માટે તું શું કરીશ ? પુષ્પો તોડીશને ? ત્યારે અત્યારસુધી શામાટે શાન્તપણે બેસી રહી છે ?" માયાએ વાત પલટાવી.

"પુષ્પો તોડવામાં તે મહદ્ પાપ સમજે છે ! વૃક્ષનું સૌન્દર્ય નષ્ટ કરનારને તે અધર્મી ગણે છે. પુષ્પથી પંડિતને સંતુષ્ટ કરીશકાય તેમ નથી."

"ત્યારે તું શું કરીશ ?"

"હું તેના જેવો વેષ ધારણ કરીશ."

"તેથી શું પંડિત સંતુષ્ટ થશે કે ?

"મ્હને એમ લાગે છે ખરૂં. અન્ય મનુષ્ય પોતાના ધર્મની દીક્ષા લે, એ જોઇને આ જગતમાં કોને સંતોષ થતો નથી ?"

"તું તેનો ધર્મ સ્વીકારીશ કે ? એવું ન બોલ. પિતાશ્રી આ વાત જાણશે તો તેઓ ત્હારા પ્રત્યે ગુસ્સે થશે. ધર્મવિરૂદ્ધનું કાર્ય કરવા માટે તત્પર ન થા."

મોહિનીનો મુખચન્દ્ર મ્લાન ભાસવા લાગ્યો. અલ્પ સમય સુધી વિચારમગ્ન રહ્યા પછી તે બોલી, "બ્હેન, ગઈ કાલે જે તુર્કલોકો

દેવમંદિરમાં આવ્યા હતા, મ્હને તેમની સાથે પ્રેમપૂર્ણ વર્તન ચલાવવાની ઇચ્છા થઈ આવી હતી !"

" તેઓ તો યવન ગણાય. તેમનો ધર્મ આપણા ધર્મથી જૂદો ગણાય. તેમની પ્રત્યે તું પ્રેમ કરવાનું વિચારીને કહે છે કે ?"

" બ્હેન, તું ગમે તેમ કહે પરંતુ તું તેમનો તિરસ્કાર કરીશ નહિ. પરકીય મનુષ્યને જોતાંની સાથે જ તેના પ્રત્યે પ્રેમ કરવાનું મ્હને મન થાય છે. તેમનો મનોભાવ જાણી શકાતો હોય તો મ્હને કેવો આનંદ થાય ! તેમની સાથે જવાની મને ઇચ્છા થઇ આવી હતી !"

" મોહિની, તને શું થયું છે ? જેમ ફાવે તેમ બકે છે ? તને બિલકુલ લાજ નથી આવતી કે ? હું આજે બધી હકીકત પિતાશ્રીને કહી દઇશ."

મોહિનીએ મંદ સ્મિત કર્યું. તેના કપાળમાં કરચલીઓ પડી તે બોલી, "ખુશીથી પિતાજીને કહેજે, તે મ્હને પણ ઓળખે છે."

દિવસ અસ્તંગત થયા પછી બન્ને ભગિનીઓ દેવમંદિર તરફ પાછી વળી.



## પ્રકરણ ૮ મું.

### પ્રલોભન અને માનવમન.

વાયુ ઉત્પન્ન થતાંની સાથેંજ નદીનું નિર્મળ, સુંદર અને તરંગમાલાશૂન્ય વક્ષસ્થળ હીલોળા ખાવા લાગે છે. આનંદથી કે નિરાનંદથી, ગમે તેમ તેમ હોય, પરંતુ પોતાનો વેગ રોકી રાખવામાં અસમર્થ નિવડતાંની સાથેજ તે પોતે તરંગની પેઠે નૃત્ય કરવા લાગે છે. હોલ-

વાઇ જવાની અણી પર આવેલા વાહ્નિ વાયુની સહાયથી તેજથી દેદિપ્યમાન બનીને, પોતાનાં અસંખ્ય ન્હાનાં ન્હાનાં કણવડે ભયંકર સ્વરૂપ ધારણ કરે છે. ભૌતિક સૃષ્ટિમાંના ભૂતો પોતાના સ્વાભાવિક નિયમની હદ ઓળંગે છે ત્યારે મનુષ્યની કલ્પનાશક્તિ પહોંચી શકતી નથી. જળમાર્ગે પ્રવાસ કરનારા કેટલાયે પ્રવાસીઓ આકાશ નિરભ્ર જોઇને, પોતાની નૌકાઓ સમુદ્રમાં હંકારી જાય છે. અને પછી સંકટમાં ફસાઇ પડે છે. દરરોજના વ્યવહારમાં વપરાતી દીવાસળીના સંયોગથી ઉત્પન્ન થતા વહ્નિ વડે કેવાં કેવાં મહાન્ શહેરો બળીને ભસ્મીભૂત થઇ ગયાં છે, તેની ગણના પણ થઈ શકે તેમ નથી. અદ્‌ભૂત લીલાનિપુણ ભૌતિક ભૂતો હમેશાં કૌશલ્યપૂર્ણ ક્રીડા કરવામાં પાવરધાં હોય છે. મનુષ્યના ગમે તેવા સબળ પ્રયત્નોને પણ તે ગાંઠતાં જ નથી. માનવમન નદીના વક્ષસ્થળ જેવું છે. નદીની જળસપાટીની પેઠે તે પણ હીલોળા ખાવા લાગે છે. માનવ મન ગમે તેવું નિર્વાણોન્મુખ હોય તો પણ વાયુ-લહરીને લીધે તેમાંથી અગ્નિકણનો વર્ષાવ થવા લાગે છે. મનુષ્યનું મન આયનાની પેઠે ચંચળ છાયાકૃતિનો ભંડાર છે કે કેમ, તત્સંબંધી અમે અહિં વિવેચન કરતા નથી; ચંચળ પ્રેમ પ્રતિમા માનવ મન પર સ્થાયી સ્વરૂપથી પ્રતિબિમ્બિત થાય છે કે કેમ, તેનો અમે અત્રે વિચાર કરવા ઇચ્છતા નથી; અમે તો માત્ર એટલું જ જાણીએ છીએ કે મનુષ્ય ગમે તેવો જ્ઞાની હોય, ગમે તેવો દીર્ઘ દ્રષ્ટિવાળો હોય, પરંતુ નિસર્ગ દેવતાનું સૌન્દર્ય જોઇને તેને જે આનંદ થાય છે તેનો અનુભવ તે નિર્વિકારી રહીને લઇ શકતો જ નથી. ધારો કે ગંગા નદીના જળમાં બે યુવતીઓ જળક્રીડા કરી રહી છે. તેઓ ઘડીમાં ડુબકી મારે છે, પુનઃ બહાર આવે છે; એટલામાં એક સુંદર પુષ્પ તણાતું તણાતું તેમની પાસે આવી પહોંચે છે. બન્ને યુવતીઓ તે પુષ્પ પકડવાનો

યત્ન કરવા લાગી. પરંતુ તેઓ બન્ને જળમાં તરતી હોવાથી પાણીના હેલકારાને લીધે પુષ્પ દૂરને દૂર જવા લાગ્યું. આખરે બન્ને યુવતીએ થાકીને પાછી ફરી. આ દૃશ્ય જોઇને પ્રેક્ષકના મનમાં એક પ્રકારનો મનોભાવ જન્મ પામશે. પ્રત્યેક પ્રેક્ષકના હૃદયમાં તે મનોભાવ નિરનિરાળા પ્રકારનો હશે. પરંતુ મનુષ્યના મનમાં સહજ ગતિથી ઉત્પન્ન થનારો આનંદ, તે આનંદનું કારણીભૂત દૃશ્ય દૃષ્ટિએ પડયા સિવાય સંભવે જ નહિ. સંક્ષિપ્તમાં અમે એટલુંજ કહેવા માગીએ છીએ કે પ્રલોભનથી માનવ મન વિચલિત થઈ શકે છે. મોહક વસ્તુથી દૂર રહેવા મનુષ્યનું મન ચલિત થતું નથી. પરંતુ તત્સંબંધી અમે બોલતા જ નથી. જેણે કદિ મોહક પ્રસંગો અનુભવ્યા જ નથી તેનું મન કેવી રીતે ચલિત થાય ? જેમણે જગતનાં સુખ દુઃખનો અનુભવ લીધો નથી તેમની વાત જૂદી છે. શોભાસૌન્દર્ય નિહાળવાથી મનુષ્યનું મન પરિવર્તિત થઈ જાય છે. વાયુ સંચાલનને લીધે જળપ્રવાહ સુંદર જણાય છે. મનુષ્યનું મન સ્વચ્છ આયના જેવું છે. મનુષ્ય ગમે તેવો ધૈર્યશીલ અને ધર્મબલસંપન્ન હોય, પરંતુ આ સંસારમાંનાં શોભા, સૌન્દર્ય અને પ્રેમપ્રણય નિહાળવાથી તેના મનમાં પણ શોભા, સૌન્દર્ય અને પ્રેમપ્રણયનો ઉદ્દભવ થાય છે.: પણ જો તે મનુષ્યને માટે નુકશાનકર્તા હોય તો તેમાંથી તેનો બચાવ કેવી રીતે કરવો ! નાવિક કુશળ હોય, મનુષ્ય સારાસાર વિચારશૂન્ય ન થયો હોય, તેનું જ્ઞાન નષ્ટ ન થયું હોય, તો સેંકડો પ્રસંગોમાંથી તે પોતાનો બચાવ કરી શકે તેમ છે. પરંતુ પ્રત્યેક મનુષ્યમાં એવી વિવેક ધારણા હોતી નથી. નાવિકની ભૂલને લીધે, આ સંસાર સમુદ્રમાં ઉદ્દભવતાં તોફાનોએ અનેક નૌકાઓને પ્રવાસીસહ પાપ સલિલમાં ડૂબાવી દીધી છે. તે જ પ્રમાણે વિવેક વિચારશીલ નાવિકના કૌશલ્યથી એવી સેંકડો

નૌકાઓ સહીસલામત રીતે પાર પણ ઉતરી જવા પામી છે."

વાંચનાર, અમે જે કંઇ કહ્યું તે તને સમજાયું હશેજ ! નદીના પ્રવાહમાં વાયુને લીધે મોજાં ઉછળે છે. સંસારમાં મોહક વસ્તુને લીધે મનુષ્યનું મન ચલિત થાય છે. જો તેમ ન હોય તો ઈશ્વરી સિંહાસનનો ઉપભોગ કરવાની યોગ્યતા ધરાવનારૂં મનુષ્ય પ્રાણી મોહથી ભ્રમિત થઇને, તે સિંહાસનનો ત્યાગ કરીને વિષપાત્રનો આસ્વાદ ન લેતાં ક્લિઓપેટ્રાએ સંસારનો ભાર શિરપર વહોરી લીધો ન હોત, નગેંદ્રનાથે પ્રિય સૂર્યમુખીનો ત્યાગ કર્યો ન હોત; ફોસ્ટરે કલંકિત થઇને પોતાના કુળને એમ ન લગાડી હોત; આ સર્વ પાપચિત્રો છે એ વાત ખરી; પરંતુ આ બધાં મનુષ્ય ચિત્રનાં અસ્વાભાવિક પ્રદર્શન ગણાય નહિ. કુશળ વિશ્વનિયંતાની અચિંત્ય વિશાળ ઘટના અથવા મનુષ્યના મનોગત ભાવની પરીક્ષા કરીને, પાપપુણ્યનો નિર્ણય બાંધવાનું કાર્ય રહેલું નથી. કારણકે સમયાનુસાર એક વ્યક્તિની પાપકૃતિ અન્ય વ્યક્તિનું પુણ્યકાર્ય અને અન્ય વ્યક્તિનું પુણ્યકાર્ય જો તે બીજી વ્યક્તિએ આચર્યું હોય તો તે પાપકર્મ હોઇ શકે છે. કાલચક્રના આ વર્તનને લીધે હમેશાં બનતી જતી ઘટનાઓથી જગત્ દિનપ્રતિદિન ધનવાન થતું જાય છે. પરંતુ દૃશ્ય વા અદૃશ્ય જગતના પ્રત્યેક વિભાગ સંપૂર્ણ રીતે તપાસીને, અમુક વિભાગને શાશ્વત પાપ અને અમુક વિભાગને શાશ્વત પુણ્ય કોણ ઠરાવી શકે તેમ છે?

પંડિતે પોતાની મેળેજ મોહિનીનો સંસર્ગ તજી દીધો. પરંતુ તેનું મન ચિન્તાક્રાન્ત થયા સિવાય રહ્યું નહિ. તે ગમે તેવો જ્ઞાની હશે, પરંતુ મોહિનીના મનની તેણે યોગ્ય પરીક્ષા કરી હતી એમ તો અમે પણ કહી શકતા નથી. તેનું મન વિચલિત થયું હતું કે કેમ, તે અમે કહી શકતા નથી; પરંતુ અમે માત્ર એટલુંજ કહી શકીએ

છીએ કે પોતાનું મન ચલિત થવા છતાં પણ પાપપંકમાં ખુડનારા મનુષ્ય પૈકીનો પંડિત નહોતો. તેનો વિવેક ચતુર નાવિક હતો. તેની સારાસાર જ્ઞાનશક્તિ સંપૂર્ણ હતી. ધાર્મિક સંસારી અને સંન્યાસીમાં આટલોજ ભેદ હોય છે. ધાર્મિક સંસારી સંસારમાં રહીને, પ્રલોભનની સામે ઝગડા કરીને મનુષ્યનું મનુષ્યત્વ બતાવવાનો પ્રયત્ન કરે છે; જ્યારે સંન્યાસી પ્રલોભન નજરે પડતાંની સાથેજ તેનાથી દૂર ન્હાસે છે, અને પોતાને કૃતકૃત્ય માનનારા મનુષ્યનું મનોદૌર્બલ્ય પ્રદર્શિત કરે છે. જે સ્થળે તે મોહક વસ્તુ જૂએ છે અગર તો જ્યાં તે જોવાનો પ્રસંગ આવશે એવું તે જાણે છે, ત્યાંથી તે પલાયન કરી જાય છે. મર્યાદિત જ્ઞાનશક્તિવાળો મનુષ્ય કઇ વસ્તુ અમૃતમય છે અને કઈ વસ્તુ વિષમય છે તે સ્હમજી શકવા માટે હમેશાં સમર્થ હોતો નથી એ વાત નિઃસંશય છે. અને આથીજ પુષ્કળ સંન્યાસીઓ નૈતિક ઉપદેશપૂર્ણ વસ્તુને પાપપ્રલોભન સ્હમજીને તેનાથી દૂર ન્હાસે છે, પોતાનો હિતકર સહવાસ તેઓ શોધી કાઢે છે. પંડિતે પોતાના મનમાં વિચાર કર્યો કે પોતે હવે મોહિનીની મોહજાળથી મુક્ત થયો. પરંતુ શિક્ષણ આપવાના પોતે સ્વીકારેલા કાર્યથી આમ એકદમ મુક્ત થવું તે તેને ઉચિત જણાયું નહિ. તેણે બધી હકીકત રણધીરસિંહને કહી દેવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો. તે વિચારવા લાગ્યોઃ "પોતાની પુત્રીઓને દેવમંદિરમાં મૂકીને રણધીરસિંહ નિશ્ચિંત થયો છે; તેના મનમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી; અને મેં જ મોહિનીને મોહ પમાડીને મ્હારા ધર્મનું શિક્ષણ આપ્યું છે એવું મોહિની પોતાના પિતાને કહ્યા વગર રહેનાર નથી; આથી તેનો પિતા અવશ્ય મારી પ્રત્યે ક્રુદ્ધ થશે. પણ તેથી મને શું? હું સંન્યાસી છું. તે મને શું કરી શકનાર હતો? મારૂં પોતાનું વર્તન શુદ્ધ હોય તો પછી મારે

મનુષ્યનો ભય રાખવાની શી જરૂર છે ? અને જો મ્હારૂં મન ચલિત થયું તો પછી મનુષ્ય ભય નહિ હોય તો પણ મારો આત્મોદ્ધાર ક્યાંથી થવાનો હતો ?"

આ પ્રમાણે વિચાર કરતાં સંન્યાસીના નેત્રદ્વયમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તે પાષાણુ મૂર્તિવત્ કેટલીકવાર સુધી સ્થિર બેસી રહ્યો. અંતે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને તેણે રણધીરસિંહના ગૃહ પ્રત્યે ગમન કર્યું.



## પ્રકરણ ૯ મું.

### પાપીઓની પાપેચ્છા.

પંડિત રણધીરસિંહના ગૃહ પાસે પહોંચ્યો તે વેળાએ સંધ્યા સમય થવા આવ્યો હતો. પંડિતે ત્યાં બે દાઢીવાળા યવનોને ઇતસ્તતઃ ભટકતા જોયા. જો રણધીરસિંહનું કોઈ પણ મનુષ્ય પ્રવેશદ્વાર પાસે હોત તો આ બે યવનો ગૃહમાં પ્રવેશ કરી શકયા ન હોત, એ વાત પંડિત સારી રીતે જાણતો હતો. ઘરમાં કોઈ નહિ હોય એવો પંડિતે તર્ક કર્યો. તે તરતજ ગૃહના પાછળના ભાગમાં ગયો. પેલા બે યવનો પણ પંડિતની પાછળ પાછળ ગયા. તેમાંનો એક પંડિતનો હાથ પોતાના હાથમાં પકડીને બોલ્યોઃ " રણધીરસિંહ, ત્હારા શું સગા થાય ? અમને જોઇને તું કેમ ન્હાસી જતો હતો ? અમારા પ્રશ્નોના ઉત્તર આપીશ તો અમે ત્હને મોટું ઈનામ આપશું. "

" પ્રથમ મારો હાથ છોડો. અને પછી વાત કરો. " પંડિત બોલ્યો.

પેલા તુર્કે તરતજ પંડિતનો હાથ છોડી દીધો અને તે બોલ્યાઃ— "રણધીરસિંહને બે પુત્રીઓ છે. તેઓ ક્યાં છે, વારૂ ?"

"રણધીરસિંહને બે પુત્રીઓ છે એવી બાતમી તમને ક્યાંથી મળી?"

" ગઇ કાલે અમો બન્ને ભૂરિઆના દેવમંદિરમાં ગયા હતા. ત્યાં અમે બે સુંદર તરૂણીઓને જોઇ હતી. અમે તેમને પકડી શકયા નહિ. તપાસ કરતાં અમને ખબર પડી કે તે બન્ને રણધીરસિંહની પુત્રીઓ હતી. "

" તમે તુર્ક છો. ભૂરિઆ મંદિરમાં તમે શી રીતે પ્રવેશ કરી શકયા ? "

તુર્કોનાં નેત્રો લાલચોળ બની ગયાં. તેમાંના એક જણે પોતાની સમશેર પર હાથ મૂકયો અને મોટેથી બોલ્યોઃ–"આ સમશેરના બલથી અમે તે મંદિરમાં પ્રવેશ કરી શકયા હતા. એ બધી હકીકત પૂછવાનું તને શું પ્રયોજન છે? અમારા પ્રશ્નોના ઉત્તર સત્વર આપી દે, નહિંતર તારા હાલ પણ ભૂરિઆ મંદિરના લામા જેવાજ થશે. "

" અને ઉત્તર ન આપું તો ? " પંડિત ઠંડા પેટે બોલ્યો.

" તો બીજું શું ? આ સમશેરથી તારૂં શિર ધડથી જૂદું થશે. "

" હું સંન્યાસી છું. મૃત્યુનો મને લેશ માત્ર પણ ભય નથી. મારો નાશ કરવાથી તમારૂં કાર્ય સરતું હોય તો ખુશીથી તેમ કરો. "

"તને મારી નાંખવાથી અમને કંઇજ ફાયદો થનાર નથી. તને જીવતો રાખવાથીજ અમને લાભ થાય તેમ છે. અમારે વિશેષ માહિતી મેળવવાની આવશ્યકતા છે. " તુર્ક અકળાઇને બોલ્યો.

" તમે આ રાજ્યમાં શા માટે આવ્યા છો ? " પંડિતે સ્મિત કરતાં પૂછ્યું.

" અમારા રાજ્યની સ્થાપના કરવા સારૂ. " પંડિતને એક સામાન્ય સંન્યાસી સમજીને તુર્કે સહજ દમામમાંજ ચલાવ્યું.

" તમે ક્યાંથી આવો છો ? "

" દિલ્હીથી " સહજ ગુસ્સે થતાં તુર્ક બોલ્યો:–"હને બહુ બહુ હકીકત કહી સંભળાવી છે. હવે અમારા પ્રશ્નનો ઉત્તર આપ ! "

" હવે એકજ પશ્નનો ઉત્તર આપો. " પંડિત બોલ્યા:–" તમે આ રાજ્ય જીતી લેવા સારૂ શા માટે આવ્યા છો ? અને ભૂટિઆ લામાને તમે શામાટે ત્રાસ આપ્યો ?"

" તારા એ પ્રશ્નનો પણ ઉત્તર આપું છું. " પેલો તુર્ક ક્રોધ પૂર્ણ મુખમુદ્રા ધારણ કરીને બોલવા લાગ્યો: " કારણ કે તારી પાસેથી અમારે પુષ્કળ માહિતી મેળવવી છે. અમે તને આ દેશનો રાજા બનાવશું. તિબેટ અને ચીન દેશમાં પ્રવેશ કરવા સારૂ અન્ય માર્ગ નથી, અને ત્યાં રાજ્ય સ્થાપન કરવાનો એક પણ ઉપાય અમારા હાથમા નથી. ઉપત્યકા ભૂમિના રાજાપ્રતિ અમે સહજમાં જય મેળવી શકાશું એવી અમારી દૃઢ પ્રતીતિ છે. ભૂટિઆ લામાએ અમને મંદિરમાં પ્રવેશ કરવા દેવાનો પ્રતિબંધ કર્યો તેથી અમે તેને ત્રાસ આપ્યો; પરંતુ તેથી તહારૂં શું ગયું ? અમારા પ્રશ્નનો ઉત્તર આપ. મહમદ પયગંબરના કસમ ખાઇને હું કહું છું કે હું તને આ દેશનો રાજા બનાવીશ. "

પંડિત હસી પડયો. તે પોતાને જ ઉદ્દેશીને બોલ્યો, " હું સંન્યાસી છું. મારે રાજ્યને શું કરવું છે ? " તુર્કનો ઉદ્દેશ અને કારસ્થાન તે કળી ગયો. તે તુર્કને ઉદ્દેશીને આગળ બોલવા લાગ્યો, " બાપુ ! એ બધું ખરૂં, પરંતુ તમે જ્યારે રાજ્ય મેળવવા આવ્યા છો તો પછી રણધીરસિંહની પુત્રીઓની તપાસ શા માટે કરો છો ?"

" તેનું પણ એક કારણ છે. " તુર્ક બોલ્યો, "પરોપકાર એજ અમે અમારૂં મુખ્ય કર્ત્તવ્ય ગણીએ છીએ. રણધીરસિંહે પોતાની પુત્રીઓનાં લગ્ન હજી સુધી કર્યા નથી એવી માહિતી મળવાથી, અમે તેની પુત્રીઓની દીનાવસ્થા દૂર કરવા વિચાર કર્યો છે. "

હવે પંડિત તુર્કનો હેતુ સંપૂર્ણ રીતે કળી શકયો. તે બોલ્યો, "તમે અહિં થોડીવાર બેસો, હું હમણાંજ આવું છું." એટલું બોલીને પંડિત રણધીરસિંહના ગૃહમાં ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૦ મું.

### વીરની વફાદારી.

તુર્કોએ લામા પર હલ્લો કરેલો હોવાથી, તેમજ દેવમંદિરનો વિધ્વંસ તેમના હાથે થયો હોવાથી, રણધીરસિંહ આજે ઉપત્યકાના રાજા પાસે તુર્કોને યોગ્ય શાસન કરવા સંબંધી તેની સલાહ લેવા માટે ગયો હતો. રણધીરસિંહ ત્યાંથી લગભગ સંધ્યા સમયે પાછો ફર્યો. રણધીરનો અશ્વ તેના ગૃહ પાસે આવી પહોંચ્યો એટલે એક અજાણ્યા માણસે તેની લગામ પકડી રાખી. રણધીરસિંહ આશ્ચર્ય પામતો બોલ્યો, "આપે મારા અશ્વની લગામ કેમ પકડી રાખી છે?"

"હું આપને કંઇક પૂછવા ઇચ્છું છું. મને થોડો સમય વાતચિત માટે આપ આપી શકશો કે ?" પેલો મનુષ્ય રણધીરસિંહ પ્રત્યે તીવ્ર દૃષ્ટિ ફેંકતો બોલ્યો.

રણધીરસિંહ અશ્વ પરથી ઉતરી પડયો. પેલો મનુષ્ય રણધીરસિંહનો હાથ પકડીને તેને એક નિર્જન અરણ્યના માર્ગ તરફ વાળ્યો. થોડે દૂર ગયા પછી રણધીરસિંહ અને પેલો મનુષ્ય એક શિલા પર બેઠા અને પેલા મનુષ્યે બોલવા માંડયું:—"રણધીરસિંહ, તુર્કોની સાથે વૈર બાંધીને તમે કંઇ પણ સાર કાઢી શકશો નહિ. રણસંગ્રામમાં તમે હજી તેમનો હાથ જોયો નથી. તમે તુર્કોની શાસનપદ્ધતિ હજી

જોઈ નથી. એક વખત તે તમારા જોવામાં આવશે કે તરતજ તેનો અંગિકાર કરવા માટે તમે લલચાયા વગર રહી શકશો નહિ. તુર્ક શાસનપદ્ધતિ એવી સુખકારક છે કે તમે તેના પ્રજાજન બનવાનું ઈચ્છવા લાગશો. તમે તુર્કોને સહાય કરો એમ હું કહેતો નથી. માત્ર તમે તેમની પ્રવૃત્તિની વચ્ચે હાથ નહિ ઘાલો તોપણ બસ છે. તુર્કો સ્વસામર્થ્ય વડે અલ્પ સમયમાં જ પોતાની પ્રબળ સત્તાનું ભાન કરાવી શકે તેમ છે. માત્ર એજ દિવસ પૂર્વે હું નેપાળના સેનાપતિ પાસે ગયો હતો. નેપાળની સરહદ છોડીને કોઇ પણ સિપાહી કોઇને સહાય આપવા માટે નહિ મોકલવાનું તેણે મને વચન આપ્યું છે. અલબત, તે અમને નેપાળમાં પ્રવેશ કરવા નહિ દે, પરંતુ તે તમારી કુમકે તો નહિ જ આવે એ વાત નક્કી માનજો. રણધીરસિંહ, જો કે હું તો તુર્કનો દૂત છું તો પણ સ્વધર્મ અને સ્વજાતિ પ્રત્યેનો મારા હૃદયમાંનો પ્રેમ નષ્ટ થયો નથી, અને તેથીજ હું તમારી પાસે તમારા હિતની વાર્તા કરવા આવ્યો છું. વિચાર કરો ! હજી પણ સમય હાથથી નથી ગયો !"

"એટલે ? તમારી શી ઇચ્છા છે ?" રણધીરસિંહ ભવાં ચઢાવતો બોલ્યો.

"તમારા રક્ષણ નીચેના પ્રદેશમાં થઇને તિબેટમાં જવાની તુર્કોની ઇચ્છા છે." રણધીરસિંહ પ્રત્યે તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકતો પેલો દૂત બોલ્યો:— "કેમ આપ ભવાં ચઢાવો છો ? આ પણ આનંદની વાર્તા નથી કે ?"

"એમ કરવામાં તેમનો શો ઉદ્દેશ છે ?"

"મને ખબર નથી."

"ત્યારે તમે હમણાં જયપરાજયની શી વાત કરી ?"

"કદાચ તેમનો ઉદ્દેશ પર્યાણ કરવાનો પણ હોય ! જો તમે

તેમને વિના યુધ્ધે અહિંથી જવા દેશો તો તેઓ કંઈ પણ તોફાન મચાવી મુકશે નહિ.”

“સરદાર !” રણધીરસિંહ ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો, “ભૂરીઆના રાજ્યનો ઇતિહાસ હજી પણ મારા સ્મરણમાં છે. ત્યાં અત્યારે તુર્કોની રાજ્ય વિસ્તારની મહત્વાકાંક્ષા હવે વૃદ્ધિંગત થવા લાગી છે. ગમે તેમ કરીને પણ ઉપત્યકા ભૂમિપર રાજ્ય ચલાવવાની તેમની ઇચ્છા હોય એમ જણાય છે.”

“વારૂ; સારૂં નરસું પારખવાની શક્તિ તમારામાં ક્યાં નથી કે મારે તમને વિશેષ કહેવાની જરૂર પડે ? તુર્કોએ ભૂરિઆ ભૂમિમાં આવીને અરણ્યની દશામાંથી મુક્ત કરી તે સારૂં થયું કે નરસું ?”

“અમારાં સ્થળો નિર્જન હોય તોપણ અમને બહુ પ્રિય લાગે!”

“હું; ત્યારે તમને બીનસુધરેલા–જંગલી લોકો કહીએ તેમાં કંઈ ખોટું ગણાય નહિ. આથીજ તમે સંકટમાં આવી પડો છો!”

“ભલે અમે જંગલી–અજ્ઞાન હોઇએ. સ્વધર્મથી ચ્યુત થવાની અમારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. અમારૂં જીવન જ સંકટમય છે. અમને ભય બતાવવાની આવસ્કતા જ નથી !”

“હું તમારી વીરતાથી–તમારા શૌર્યથી પરિચિત છું.”

“સરદાર, તમે તમારા મનમાં શુ સમજો છો ?”

રણધિરસિંહના નેત્રદ્વયમાંથી અગ્નિકણનો વર્ષાવ થવા લગ્યો. તે પોતાની બેઠક પરથી ઉભો થઇ ગયો, અને સમશેરની મૂઠપર હાથ મૂકતો બોલ્યો, “તમે દ્રવ્યલોભી ગુલામ છો. મારા પરાક્રમનો પરિચય તમને ક્યાંથી હોય ? ઇશ્વરેચ્છા તો હું મારા શૌર્યનો તમને સંપૂર્ણ સાક્ષાત્કાર કરાવી આપીશ.”

“હું આપને સારી રીતે પિછાનું છું. આપના પરાક્રમથી હું પૂર્ણ

રીતે પરિચિત છું. રણધિરસિંહજી, તમારી સામે ઉભા રહેવાની હિંમત તુર્કો ધરાવતા નથી. તેઓ તમારી સાથે મૈત્રિના સંબંધથી જોડાવાની અભિલાષા રાખે છે. ”

રણધિરસિંહની ક્રોધજ્વાળા ફાટી નીકળી. તે કંપિત સ્વરે બોલ્યો:—“ મારા માલિકની સાથેના મિત્રતાના સંબંધને તિલાંજલિ આપીને તુર્કો ઉપત્યકા ભૂમિમાં પ્રવેશ કરવા સારૂ પ્રવૃત્ત થયા છે. જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો હું તમને નમ્યું આપનાર નથી, તે તમે ખાત્રીપૂર્વક માનજો. ”

“ તમારા માલિક સાથે તુર્કોએ કેવા પ્રકારના કોલકરાર કરેલા છે, વારૂ ? ”

“ એજ કે અમારી સરહદમાં પ્રવેશ કરીને કોઇ પણ ભૂમિમાં તેમણે કદાપિ જવું નહિ. આ શું કોલકરારનો ભંગ થવા બેઠો નથી કે ? ”

“ કોલકરાર કર્યા હશે એ વાત ખરી; પરંતુ કોલકરારનો ભંગ કદાપિ ન જ કરવો એવું તેમણે વચન થોડુંજ આપ્યું હતું ? ”

“ આ તે કાંઇ રીત ? ”

“ હું વિશેષ બોલવા ઇચ્છતો નથી. તુર્કો તમારા માલિકને એક સામાન્ય રાજા ગણે છે. ”

“ જ્યારે મારા માલિક સાથેના કોલકરારનો ભંગ થાય છે તો પછી તુર્કો મારી સાથે શા માટે મૈત્રિ બાંધવા ઇચ્છે છે ? જ્યારે તેઓ મારા માલિકને તૃણવત્ ગણે છે તો પછી હું તો તેમના હિસાબમાં જ શાનો ગણાઉં ? મારી સાથે તેમણે શા માટે મૈત્રિ બાંધવી જોઇએ ? ”

“ તેઓ તમને કૃતાંત સ્વરૂપ સમજે છે ! ”

“ ત્યારે તેઓ મારા માલિકને શા માટે તૃણવત્ ગણે છે ? ગમે તેમ તો પણ હું તો મારા માલિકનો એક ક્ષુદ્ર કિંકર છું. ”

" એ બધીયે વાત ખરી ! દ્રવ્યથી દરેક વસ્તુને સાધ્ય બનાવી શકાય છે. તેઓ તમારી પોતાની સાથે જ સન્ધિ કરવા ચ્હાય છે."

" એટલે ? તેઓ પોતાના દ્રવ્ય સામર્થ્યથી શું કરવા ઇચ્છે છે ?"

" દ્રવ્ય મનુષ્યનું મન સુદ્ધાં વશ કરી શકે છે."

" તેથી શું ? મને મારો માલિક ક્યાં દ્રવ્ય નથી આપતો ?"

" અઢીસો રૂપિઆ એટલે શું ? કંઇ જ નહિ. જુઓ તમારા માટે તુર્કોએ આટલું દ્રવ્ય મોકલ્યું છે." એમ કહીને સરદારે રણધીરસિંહના સન્મુખ એક સોનામહોરની થેલી મૂકી.

સરદાર પોતાને લાંચ આપવા આવ્યો હતો એમ જાણ્યા પછી રણધીરના ક્રોધનો પાર રહ્યો નહિ. તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. તે ખોખરા સ્વરે બોલ્યો, "લાંચ લઇને હું તુર્કોનો ગુલામ બનીશ કે ?"

" આમાં ગુલામ બનવાની ક્યાં વાત છે ? અતિ આદરથી આપના ચરણે ધરવામાં આવતી આ થેલીનો સ્વીકાર કરો ! માત્ર આટલેથી જ પતાવી દેવાની અમારી ઇચ્છા નથી. હજી આપને યોગ્ય પારિતોષિક આપવાનું તો બાકી રહ્યું છે." એટલું બોલીને સરદારે સેનાપતિ ગુશરૂના સિક્કાવાળો એક પત્ર કાઢ્યો અને તે રણધીરસિંહના હાથમાં મૂક્યો. ઉપત્યકા રાજ્યનો એક વિભાગ રણધીરસિંહને સુપ્રત કરવાનું સેનાપતિએ તે પત્રમાં કબુલ કર્યું હતું.

" સરદાર બહાદુર, લક્ષ્મી ચાંલ્લો કરવા આવે છે ત્યારે હવે મોં ધોવા જશો નહિ."

" અમારા તાબાનો જ મૂલક મને આપવાનું પત્રમાં જણાવેલું છે ! નીચ ! ગુલામ ! ચાલતો થા અહિંથી. મને રૂશવત આપવા આવ્યો છે કે ? તારા સેનાપતિને કહેજે કે રણધીર રૂશવતને ધિક્કારનારો છે." એટલું બોલીને રણધીરે સરદારની ગળચી પકડીને તેને જમીનપર

પટક્યો અને સોનામહોરોની કોથળીને લાત મારી મ્યાનમાંની સમશેર બહાર કાઢીને પોતાના હાથમાં તે ઉગામીને રણધીર બોલ્યો, "આ સમશેર હજારો લડવૈયાનાં ગળાં રેંશી નાંખવાનું સામર્થ્ય ધરાવે છે."

આ શબ્દો રણધીરે એટલા તો મોટે ઉચ્ચાર્યા કે પર્વતની પ્રત્યેક ગુફામાં તેનો પ્રતિધ્વનિ પડયો. પર્વત જાણે કે રણધીરસિંહની વીરતા અને પ્રમાણિકતા માટે તેની પ્રશંસા કરતો હોય એવો સહજ ભાસ થયો.

પેલો તુર્ક સરદાર જમીનપરથી ઉભો થતાં થતાં પોતાના હાથની મૂઠી વાળીને દાંત કચકચાવતો બોલ્યો, "રણધીર, સાવધ થા! તુર્કો પોતાના દૂતનું અપમાન થયેલું જાણીને શાન્ત બેસી રહે તેવા નથી. તેઓ એ અપમાનનો બદલો ચક્રવર્તી વ્યાજ સહિત લેશે."

"તુર્કો જો ધર્મી હોત તો હું તેમનાથી ભયભીત થાત! પ્રપંચીઓની પ્રતારણા પ્રમાણે વર્તનારા દૂતનું અપમાન કરતાં મને સહજ પણ ભય લાગતો નથી. જા, તારા સરદારને કહે કે રણધીર તને એક તૃણવત્ ગણે છે." એટલું બોલીને સરદાર પ્રત્યે તિરસ્કાર સૂચક દૃષ્ટિ ફેંકીને ત્યાંથી ચાલ્યો ગયો. તુર્ક સરદાર પણ ધીમે પગલે અરણ્યપ્રદેશમાં અદૃશ્ય થઈ ગયો.



## પ્રકરણ ૧૧ મું.



### શંકાનું સમાધાન.

અલ્પ સમયમાંજ વીર રણધીર પોતાના ગૃહ પાસે આવી પહોંચ્યો. પોતાના અંગપરનો લડાયક પોષાક ઉતારી નાંખ્યા પછી રણધીર પોતાના અંતર્ગૃહમાં ગયો તો ત્યાં પંડિત તેની રાહ જોતો બેઠેલો

તેના જોવામાં આવ્યો. પંડિતને આવેલો જોઇને આનંદ પામતો બોલ્યોઃ—" આજકાલ સહજ ગડબડ ચાલી રહેલી હોવાથી, હું તમને ફરીને મળી શકયો નથી. આપની તબિઅત તો મજામાં છે ને? "

રણધીરસિંહને નમન કરતો પંડિત બોલ્યોઃ—" હાજી! આપ આજે વિશેષ શ્રમિત થએલા હો એમ જણાય છે. "

" હવે વિશેષ સહન થઇ શકે તેમ નથી. તુર્કોનો ઘણો જૂલમ સહન કર્યો. હવે શાન્ત બેશી રહેવાય તેમ નથી. તુર્કો અમારા દેશમાં પ્રવેશ કરે એ અમે મુંગે મ્હોંએ કેમ જોઇ શકીએ? તુર્કોની સાથે રમખાણ જાગ્યા સિવાય રહેનાર નથી. "

" આપ મહારાજાની આજ્ઞા સંબંધી જાણવા માટે ગયા હતા ને? મહારાજાએ શું કહ્યું? "

" સીમા પ્રદેશની બધી જવાબદારી તેમણે મારા શીરપર મૂકી છે. હું તુર્કોને અમારા પ્રદેશમાં પ્રવેશ કરવા દેનાર નથી. "

" ત્યારે તો યુદ્ધ થવાનુંજ. પરંતુ કદાચ યુદ્ધમાં પરાજય મળશે તો? "

" ઇશ્વરેચ્છા! પરંતુ તેથી કંઇ પ્રથમથીજ નિરાશાવાદી થવાય કે? જ્યાં સુધી મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો વિજયની મને સોળેસોળ આના ખાત્રી છે. " એટલું બોલતાં બોલતાં રણધીરસિંહની મુખમુદ્રા ક્રોધપૂર્ણ બની ગઇ. પંડિતે તેનું ચિત્ત અન્ય દિશામાં વાળવાના ઉદ્દેશથી વિષયાંતર કરી કહ્યુંઃ—" હું આજે આપની પાસે થોડી વાતચિત કરવા સારૂ આવ્યો છું. "

" ખુશીથી જણાવો. હં. પણ, આપના ગુરૂ મહારાજ હાલ કયાં છે? આજકાલ મોહિનીની પ્રકૃતિ અસ્વસ્થ રહ્યાં કરે છે. આપ પણ તેને કેટલા દિવસથી વિદ્યાભ્યાસ કરાવવા સારૂ આવતા નથી.

આપ તે વિષેજ કંઇ કહેવા ઇચ્છો છો કે ? ગુરૂમહારાજનાં દર્શનની ઇચ્છા થઇ છે ? "

" ગુરૂદેવના આશ્રમમાં ગયાને પણ છ મહિના થઇ ગયા; પરંતુ તે સમયે તેમનો મેળાપ થઇ શક્યો નહિ. હવે મારી પ્રકૃતિમાં સુધારો થતો જાય છે. મારી પ્રકૃતિ તદ્દન સ્વસ્થ થયા પછી જ ગુરૂમહારાજ પાસે જવાની ઇચ્છા છે. આજે હું મોહિનીના સંબંધમાં આપની પાસે કંઈ બોલવા ઇચ્છું છું."

" કોઇ પણ જાતના સંકોચ વિના સ્પષ્ટ કહો. "

" મોહિનીનું અંતઃકરણ એવું પ્રેમાળ છે કે અદ્યાપિ એવું પ્રેમાળ અંતઃકરણ મારા જોવામાં આવ્યું નથી. તેનું વર્તન જોઇને અતિ સંતોષ થાય છે, પરંતુ તે મારા પ્રત્યે જે પ્રેમભાવ ધરાવે છે તેથી મારી ગેરહાજરીના સમયમાં તેને દુઃખ લાગે છે, એવી મારી દૃઢ શંકા છે. મોહિનીના પ્રેમનું સ્વરૂપ જાણવાની ખાતર જ હું કેટલાક દિવસ થયાં તેને વિદ્યાભ્યાસ કરાવવા માટે આવતો નથી. મારી લાંબી ગેરહાજરીથી તેનું અંતઃકરણ દુખિત થયું છે. આવા પ્રકારના પ્રેમને હું પાતક સમજું છું. માનવ મન મોહવિકારને આધિન છે–ચંચળ છે. સમાજ શુદ્ધ પ્રેમનું સ્વરૂપ ભાગ્યેજ સમજી શકે છે અને તેથી જ હું ભયભીત થાઉં છું. મોહિનીને સુધારવાના અનેક યત્નો કર્યાં પરંતુ મારા પ્રયત્નો સફળ નિવડયા નથી. તેને કોઇની ભીતિ લાગતી નથી. આવા પ્રેમસ્વરૂપને હું અનીતિ ગણું છું અને તેથીજ હું આપને નિવેદન કરવા માટે આજે આવ્યો છું."

" ખરેખર મોહિનીનું હૃદય પ્રેમપૂર્ણ છે. " રણધીર સ્મિત કરતો બોલ્યોઃ–" તેના સરળ પ્રેમની હકીકત હું જાણું છું. મેં તેના હૃદયની પરીક્ષા કરી લીધી છે, તેનો પ્રેમ વિશુદ્ધ છે–અપવિત્ર નથી.

તે કોઇથી ભયભીત થતી નથી: એ વાર્તા સત્ય છે. પરંતુ ઉંમર લાયક તરૂણીઓ પર અંકુશ મૂકવાનો અમારામાં રિવાજ નથી. નિડરપણું એ આ દેશની રમણીઓનો સ્વાભાવિક ગુણ છે."

"તેનો પ્રેમ અપવિત્ર નથી? બહુ સારૂં. પરંતુ ભવિષ્યમાં તેમ બનવા પામે તો?"

"તોપણ શું? ઇશ્વરે તેની આપેલી સ્વતંત્રતા પર હું તરાપ મારૂં કે? મારી કન્યા જે પતિને પસંદ કરશે તેનાજ હાથમાં હું તેનો હાથ તત્કાળ સોંપી દઇશ."

"ધારો કે તમારી કન્યા અશાસ્ત્ર સ્થળે પ્રેમ બાંધવા પ્રવૃત્ત થઈ છે અને સાત્વિક રીતે તે સ્થળની પ્રાપ્તિ અસંભવનીય છે, અર્થાત્ તેવો પ્રેમસંબંધ બાંધવાથી તેને ભવિષ્યમા દુઃખિત થવું પડે તેમ છે. આમ હોય તો તેનો પ્રતિકાર અગાઉથીજ કરવો એ ઉચિત નથી કે?"

"એ વાર્તા સત્ય છે, પરંતુ વૃક્ષના મૂળમાંજ કુહાડો મારવો એ ઉચિત ગણાય કે? એમ કરવાથી અમુકનો અન્યાય થવા પામે છે. પ્રેમ કરવો એ મનુષ્યસ્વભાવ છે, કોઇની પ્રેમવૃત્તિનો ઉચ્છેદ કરવાનું સામર્થ્ય કોઈ પણ વ્યક્તિમાં છે જ નહિ. ધારો કે અયોગ્ય સ્થળે પ્રેમસંબંધ બાંધે તો તેથી પણ શું! જે વિષનું પાન કરશે તે જ મૃત્યુને આધીન થશે."

"અહો! કેવો ઉચ્ચ અભિપ્રાય! પોતાની પુત્રીપર આપનો અનહદ વિશ્વાસ છે."

"ખરેખર મારી મોહિની પવિત્ર અને સરલ હૃદયા છે."

"મારી હકીકત આપને સત્ય જણાય છે કે?"

"ના, આપ મોહિનીનું અંતર ઓળખી શકયા જ નથી."

" ત્યારે મારી પરીક્ષા કરવામાં ભૂલ થાય છે કે !"

" હા, નિઃસંશય ! આપે તેની પ્રેમભાવનાનો ભળતોજ અર્થ કર્યો છે !"

"ત્યારે મારી ગેરહાજરીમાં મોહિની અસ્વસ્થ શાથી રહેતી હતી ?"

" એ તો પ્રેમની રીતિ જ છે. પ્રીતિનો નિયમજ એવો છે. પ્રિય દર્શનના અભાવે તેમ થવું સ્વાભાવિક જ છે. "

પંડિતના હૃદયમાં ગુરૂનો ઉપદેશ ઘોળાવા લાગ્યો. તે સ્વગત બોલ્યો, " હું પ્રલોભનથી કેમ ભયભિત થાઉં છું ? જો હું પોતે જ ભ્રષ્ટ થયો તો મારી આત્મોન્નતિ શી રીતે થવાની ? હાય પ્રભુ, શું કરૂં ? પ્રલોભનનો ત્યાગ કરવા માટે અહીંથી પલાયન કરી જાઉં ? પ્રલોભનથી જ મારી પરીક્ષા થશે એમ મને ગુરૂજી પોતેજ એક વખત કહેતા હતા. "

પરીક્ષાના સમયે કર્ત્તવ્યચ્યુત નહિં થવાનો પંડિતે પોતાના મનમાં દૃઢ નિશ્ચય કર્યો અને તેણે રણધીરની રજા માગી. જતાં જતાં પંડિત બોલ્યો,–" બહુ સારૂં ! ત્યારે હું આવતી કાલથી મોહિનીને વિદ્યાભ્યાસ સારૂ આવવાનું પુનઃ શરૂ કરીશ. "



## પ્રકરણ ૧૨ મું.

### હૃદય પરીક્ષા.

બીજે દિવસથી પંડિતે પુનઃ મોહિનીને શીખવવા આવવાનું શરૂ કર્યું. મોહિનીનું મન પુનઃ સ્વસ્થ થયું. તે પંડિત પાસે આનંદ પૂર્વક આવીને બેઠી.

મોહિનીનું મન આજે આનંદથી ઉભરાઈ જતું હતું. તે બોલીઃ– "પંડિતજી, આપ આજે ઉદાસીન કેમ જણાઓ છો? આપ જેવા સંન્યાસીને વળી ચિન્તા શાની? પ્રતિજ્ઞાનો ભંગ કરીને પુનઃ આવ્યા ખરા કે?"

"મેં પ્રતિજ્ઞાનો ભંગ શી રીતે કર્યો?" પંડિતે પૂછ્યું.

"મને વિદ્યાભ્યાસ કરાવવા સારૂ નહિ આવવાની આપે પ્રતિજ્ઞા લીધી હતી, તથાપિ આજે આપ અહિં કેમ આવ્યા છો?"

"મારા આગમનથી તને અસંતોષ થયો છે કે?"

"મને સંતોષ કિંવા અસંતોષ થાય તેથી આપને શું? અન્યને સંતોષ આપવાની ખાતર આ પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ આપ જેવા સંન્યાસીને છાજે ખરૂં કે?"

પંડિત સહજ શરમાયો ને બોલ્યોઃ–"મોહિની! મેં બધી હકીકત તારા પિતાને કહી સંભળાવી છે, તારા પિતાનો તારા પ્રત્યેનો વિશ્વાસ નિઃસીમ છે ત્યારે હું પોતે જ તને શા માટે અવિશ્વાસનીય ગણું? માત્ર આટલાની ખાતર જ મેં પુનઃ આવવાનું શરૂ કર્યું છે."

"આપે મારા પિતાશ્રીને શું કહ્યું?"

"મોહિની મારા પ્રત્યે પ્રેમ ધરાવે છે એમ કહ્યું. તારો પ્રેમ ભવિષ્યમાં અપવિત્ર સ્વરૂપ ધારણ કરે એવી મને શંકા છે, એ વાત પણ મેં તારા પિતાશ્રીને જણાવી દીધી હતી."

"પિતાશ્રીના વચનપર શ્રદ્ધા રાખીને હવે આપ નિઃસંશયી બન્યા છો, કે?"

"હા, થોડો ઘણો તો તેમ ખરૂં."

"હું આપના પ્રત્યે પ્રેમ ધરાવું છું એવું આપને કોણે કહ્યું?"

"એવો મને સંદેહ છે."

" આપનો સંદેહ ખોટો પણ કેમ ન હોય?"

" તેમ પણ હોય, પરંતુ તારે તેની સાથે શું પ્રયોજન છે? તું તારો વિદ્યાભ્યાસ કર!"

" મહાશય! હું પર્વતવાસિની અબળા છું. અમને પ્રવચના પસંદ નથી. પ્રતિજ્ઞાભંગને અમે પાપ માનીએ છીએ. મારા પ્રશ્નોના ઉત્તર મળ્યા સિવાય હું વિદ્યાભ્યાસ કરવાની નથી."

" તું શું પૂછવા ઇચ્છે છે?"

" એ પ્રશ્ન મેં ઘણી વાર આપને પૂછ્યો છે, પરંતુ આપ ક્યાં ઉત્તર આપો છો? વારુ, આપનું લગ્ન થયું છે કે?"

" પછી—"

" આપ સંન્યાસી હોવા છતાં નિત્ય ઉદાસીન કેમ જણાઓ છો? દુઃખવિસ્મૃતિ ન થઈ શકતી હોય તો પછી સંન્યાસી શા માટે થયા?"

" ધર્મપ્રાપ્તિ અર્થે જ મેં સંન્યાસાશ્રમ સ્વીકાર્યો છે."

" ધર્મપ્રાપ્તિ અર્થે? તદ્દન ખોટું! ધર્મશોધન કરનાર કોઈ પણ વ્યક્તિને મેં કદાપિ ઉદાસીન જોઇ નથી!"

" હું ધર્મશોધન કરું છું, પરંતુ અદ્યાપિ હું ધર્મપુરુષ બન્યો નથી."

" ત્યારે અહિં પર્વતપ્રદેશમાં આવવામાં આપનો શો ઉદ્દેશ છે? આપના દેશમાંજ રહીને ધર્મશોધન અને ધર્મપ્રાપ્તિ નથી થઇ શકતી?"

" આવા વિચિત્ર પ્રશ્નો પૂછવાનું શું પ્રયોજન છે?" પંડિતે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો.

" કોઇ પણ પ્રકારની આફતને લીધેજ આપને સ્વદેશ ત્યાગ કરવાની ફરજ પડી હોવી જોઇએ! નહિતર આપ આમ સર્વદા ઉદાસીન જણાઓ નહિ?"

"વારૂ, એ વાત જવા દે! હવે તું પાઠ લે છે કે નહિ?"

"મારા પ્રશ્નનો ઉત્તર નહિ મળે ત્યાં સુધી હું પાઠ લેવાની નથી."

"તારા પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી."

"વારૂ, ત્યારે હવે આપણું પુનઃ મિલિન થઈ શકશે નહિ. હું મારા પ્રાણ ત્યાગીશ."

"અને હું તારા પ્રશ્નનો ઉત્તર આપું તો?

"તો સર્વસ્વનો ત્યાગ કરીને હું આપની સાથે આવીશ."

સંન્યાસી મૌન રહ્યો, થોડીવાર પછી મોહિની બોલી:–"ત્યારે હવે હું અન્ય માર્ગનું અવલંબન કરીશ."

"ત્યારે તું એમજ કર! મારી સાથે આવવાથી તને કંઈજ સુખ પ્રાપ્ત થવાનું નથી! પણ તું શું કરવા ધારે છે?"

"આપ કંઈ જાણતા નથી કે? તુર્કોએ અમારા દેવમન્દિરનો વિધ્વંસ કર્યો છે. મંદિરવાસિની કુમારિકાઓ આનો સંપૂર્ણ બદલો લેશે."

"મહાલામા કુમારિકાઓનો આ વિચાર જાણે છે કે?"

"નહિ! કુમારિકાઓ લામાને એ વાર્ત્તા જણાવેજ નહિ. જો તે જાણે તો વળી તેમ કરતાં અટકાવે પણ ખરા!"

"તું પણ અન્ય કુમારિકાઓ સાથે સામિલ રહેવાની કે?"

"હાસ્તોને! હું કંઇ શાંત બેસી રહું તેવી નથી. અન્ન વિના પ્રાણ જાય તો જવા દઇએ, પણ અમે અમારા ધર્મનું સંરક્ષણ કરનારા છીએ."

"તે ભલે! પરંતુ તું પણ યુદ્ધમાં જવાની કે કેમ, એટલું જ માત્ર જાણવાની મને ઇચ્છા હતી."

"હું યુદ્ધમાં જાઉં તેથી આપને દુઃખ થશે?"

"ના, ના, તું યુદ્ધમાં જાય તેથી મને દુઃખ શાનું થાય?

તું તારા ધર્મનું રક્ષણ કરે તેમાં મને શું નુકશાન : અને ધાર કે મને તેથી દુઃખ થાય તો પણ તું કંઈ યુદ્ધપ્રયાણનો વિચાર થોડોજ માંડી વાળવાની હતી ? ”

“ એમ કેમ બોલો છો ? આપને દુઃખિત થતાં જોતાંની સાથેજ મારૂં હૃદય ચીરાઇ જાય છે–વિંધાઇ જાય છે. ”

“ નહિ, નહિ, તું તારા નિશ્ચય પ્રમાણેજ કર ! તું યુદ્ધ પ્રયાણ કરીશ તેથી મને સહજ પણ દુઃખ લાગશે નહિ. ”

“ આપ સંન્યાસી નથી ? પ્રતિહિંસા દોષને માનતા નથી કે શું ? ”

“ હું તે માનું છું કે નહિ તેની અન્યને શી ખબર પડે ? ”

“ ધાર્મિક પુરૂષોએ અન્યને યોગ્ય બોધ આપવોજ જોઇએ. ”

“ પણ તેનો ઉપદેશ સાંભળે છે કોણ ? ”

“ કોઈ સાંભળે કે ન સાંભળે પરંતુ તેથી ધર્મોપદેશ કરનારને શું ? જો પોતાનામાં આત્મશ્રદ્ધા હોય તો તેનો યત્ન ફલિભૂત થવોજ જોઇએ. તેણે લોકોને જાણી જોઇને કુપથગામી નજ થવા દેવા જોઇએ.”

“ એ ખરૂં, પણ તું પોતેજ કહે કે મેં તને કેટલીવાર બોધ કર્યો છે ? તેંજ મારૂં કહ્યું ક્યારે માન્યું છે વારૂ ? ”

મોહિનીનાં નેત્રો રક્તવર્ણ થઈ ગયાં, તે બોલી:–“ મહાશય ! આવું દોષારોપણ ન કરો ! આપના ઉપદેશની અવજ્ઞા મેં ક્યારે કરી ? માત્ર આપે પાઠ શીખવાનું કહ્યું તેટલું જ મેં આપનું કહ્યું નથી માન્યું ! પરંતુ હું પ્રતિજ્ઞાબદ્ધ થઈ ગઈ હોવાથીજ મારે તેમ કરવું પડ્યું છે. આપ મને પ્રતિજ્ઞાનો ભંગ કરવાનો ઉપદેશ આપશો કે.”

“ ના, પ્રતિજ્ઞાનો ભંગ કરવાની હું તને સલાહ આપતો જ નથી, તારી ઇચ્છામાં આવે તેમ કર ! ”

" મારી ઇચ્છામાં આવે તેમ કરૂં ? તમે મને સ્વેચ્છાચારિણી થવાનું કહો છો કે ? ધારો કે હું એકાદ તુર્કની સાથે ચાલી જાઉં તો તેમ કરવાની પણ તમે મ્હને છૂટ આપશો કે ? "

" હું તને છૂટ નહિ આપું તો તારા પિતા જ આપશે. "

" તમે હજી મારા પિતાશ્રીનો સ્વભાવ જાણતાજ નથી. તે પોતાની કન્યાને કદાપિ સ્વેચ્છાચારિણી થવા દે તેવા નથી. "

" ત્યારે તે તારી અમર્યાદ ઇચ્છાની આડે કેમ નથી આવતા ?"

" હું કદાપિ કુમાર્ગગામી થાઉંજ નહિ એવી તેમની ખાત્રી છે."

" તેઓ આ બાબત જાણુતા હોય એમજ લાગે છે ! "

" ખરેખર, તમે પણ વિષયાંતર કેમ કરો છો ? મનની વાર્ત્તા મનમાં જ રહી જશે. તમે મને દુશ્ચરિત્રા સમજો છો તેથી જ હું મ્હારી ગુપ્ત વાર્ત્તા એક સંન્યાસીને જણાવું છું. જુઓ આ છરી ! આ છરીએ પાંચ કામાંધ મનુષ્યોનાં ખૂન કર્યાં છે ! જો આપે મને માર્મિક પ્રશ્ન કર્યાં હોત તો હું મારી આ ગુપ્ત વાર્ત્તા તમને કદાપિ કહેત નહિ. "

પંડિત ચમક્યો ને આશ્ચર્ય પામતો બોલ્યો, " મોહિની ! આ દેશની એક પણ સ્ત્રી પાસે મેં આવું શસ્ત્ર જોયું નહોતું. તું તે તારી પાસે શા માટે રાખે છે વારૂ ? "

" વિવાહિતા સ્ત્રીઓ આવાં શસ્ત્રો પોતાની પાસે રાખતી નથી, પરંતુ શસ્ત્ર રાખવાની અહિં કોઇને પણ મના નથી. મંદિરનિવાસીની પ્રત્યેક કુમારિકા આવી છરીઓ પોતાના સોડીઆમાં નિરંતર સંતાડી રાખે છે. "

" આજે તારી છરી રક્તથી ખરડાયલી શાથી દેખાય છે. "

" ગઇ કાલે હું અને મારી બ્હેન નિત્ય નિયમ પ્રમાણે ફરવા

માટે ગયાં હતાં. સાયંકાળે અમે ઘેર આવી પહોંચ્યાં ત્યારે એક મનુષ્ય અમારા ગૃહદ્વાર પાસે ઉભેલો હતો, તેણે અમને બોલાવ્યાં. મારી બ્હેન શ્રમિત થઇ ગઈ હોવાથી તે ઘરમાં ચાલી ગઈ. હું એકલી પડી હતી તે જોઇને પેલા મનુષ્યને સંતોષ થયો. તે મારી પાસે આવવા લાગ્યો. મંદિરનો વિધ્વંસ થતાં પહેલાં મેં તે મનુષ્યને એક વખત જોયો હતો. મને એકાકિની જોવાથી તેને પોતાના હાથમાં ચન્દ્ર આવ્યો હોય એટલો બધો આનંદ થયો. તે મનુષ્ય મારી પાસે આવી પહોંચ્યા પછી બોલ્યો કે, "હું હવે આ દેશનો રાજા થયો છું. મારી સાથે ચાલ, હું તને સુખી કરીશ." તેણે આ પ્રમાણે કહ્યું એટલે હું બોલી; "તારા જેવા વિધર્મી સાથે આવીને હું શું કરૂં?"

તેણે કહ્યું, "હું બીજા તુર્કો જેવો નથી! તું મારી સાથે આવીશ તો તને સહજ પણ દુઃખ પામવા નહિ દઉં."

મેં કહ્યું, "તમારો વેપ બીજા તુર્કોના જેવોજ છે. તમે દાઢી પણ રાખેલી છે! તમે બીજા તુર્ક જેવા નથી એવું શી રીતે માની શકું?"

"પણ હું કેવો સુંદર છું?" પેલો મનુષ્ય બોલ્યો.

મને તે તુર્ક એટલો બધો રૂપવાન જણાયો નહિ. હું બોલી, "તમારૂં રૂપ તો બહુ સુંદર છે હો!"

તે મ્હારી વિકૃત ભાષા કળી શકયો નહિ. તે બોલવા લાગ્યો, "ખરેખર, અન્ય સ્ત્રીઓ કહે છે કે મારા જેવો સુંદર અન્ય કોઇ પણ પુરૂષ નથી. હું રાજા થાઉં તો શું બાકી રહે?"

"એ ખરૂં!" હું બોલવા લાગી, "પરંતુ તમારા રૂપ સૌન્દર્યની વાત બાજુપર મૂકીને તમારા ગુણનું સ્મરણ કરીએ તો તમારા સાથે આવું જ નહિ એમ મારા મનમાં થાય છે."

પોતે કંઇજ સાંભળ્યું ન હોય તેમ કરીને પેલો તુર્ક મારી

નજીકમાં આવવા લાગ્યો એટલે હું બોલી, " દૂર રહે ! "

" કેમ ? હું તને મારી સાથે લઇ જવા સારૂ આવ્યો છું."

" તારી સાથે હું આવું તો તું મને શું આપીશ ? "

" તું માગે તે આપું ! "

" તું આ દેશનો ત્યાગ કરીને ચાલ્યો જાય તો હું તારી સાથે આવું ! "

" હા; તારી પ્રાપ્તિ થતી હોય તો હું સ્વર્ગ પ્રાપ્તિના લાભને પણ લાત મારવા તત્પર થાઉં ! "

" તું ત્હારા સૈન્યનો નાશ કરી શકીશ ? "

" નિઃસંશય ! તું કહે તેમ વર્તવા માટે હું તૈયાર છું. " એટલું બોલતાં બોલતાં તુર્ક મારી પાસે આવી પહોંચ્યો. હું થોડે દૂર જઇને ઉભી રહી. પરંતુ તે દુષ્ટાત્માએ મારો હાથ પકડ્યો. મેં તેના હાથમાંથી મારો હાથ છટકાવી લઈ કહ્યું, " પાપાત્મા ! મને સ્પર્શ કરીશ તો પર્વતવાસિની અબળાના સામર્થ્યનું ભાન ત્હને હમણાં જ કરાવી દઇશ ! "

તુર્ક મ્હારાપર ક્રોધાયમાન થયો. હું તેને ખાલી દમ દેતી હોઈશ એમ માનીને તે બોલ્યો, " સુંદરી ! અબળાના શબ્દ બળથી હું ડરી જાઉં તેવો ડરપોક નથી ! માની જા ! મને તારા જીવન સર્વસ્વ–પ્રાણનાથ તરીકે સ્વીકારી લે ! સમજી જા ! અત્યારે તારૂં અહિં કોણ છે ? ":

એક અરધી જ ક્ષણમાં તે નરાધમે મને પકડી લીધી. મેં ઘણા ધમપછાડા કર્યા, પરંતુ હું તેના હાથમાંથી છૂટી થઈ શકી નહિં. છેવંટે મારા ધર્મરક્ષણાર્થે મેં આ છરી તેની છાતીમાં ભોંકી દીધી અને તે પાપાત્માને પરલોકગામી બનાવી દીધો. ત્યારપછી હું શાન્તચિત્તે ગૃહમાં ચાલી ગઇ.

"હં, પણ આપે મને આ બધી હકીકત શામાટે પૂછી ? હું કદાચ ઈશ્વરની અપરાધિની થઈ હોઇશ, પરંતુ માતપિતાની અવિશ્વાસિની તો થઇ નથી !"

પંડિત વિસ્મયચકિત થયો. મોહિની વિષેનો તેનો અભિપ્રાય એકદમ બદલાયો, અને તેની વીરતા માટે ધન્યવાદ તેને આપ્યો.

"પંડિતજી !" મોહિની લજ્જાવિનીત મુખે બોલી, "આ દેહ કલંકિત થયો છે ! પાપના સમુદ્ર સમાન છે. હું મહા પાપિણી છું." એટલું બોલતાં બોલતાં મોહિનીના નેત્રદ્વયમાં અશ્રુપ્રવાહ વહેવા માંડયો.

પંડિતનું હૃદય ભરાઇ આવ્યું. તે બોલ્યો, "મોહિની ! વૃથા અશ્રુપાત શામાટે કરે છે ? સ્ત્રીઓ માટે સતીત્વ કરતાં વિશેષ આદરણીય અન્ય કંઇજ વસ્તુ નથી એમ ધર્મશાસ્ત્રોમાં પણ કહેલું છે. સ્વપાવિત્ર્યનું રક્ષણ કરનારી રમણીઓ જ સ્વર્ગના અધિકારણી થઇ શકે છે. તું પવિત્ર છે. તારે રૂદન કરવાની કંઈજ જરૂર નથી !"

મોહિની રૂદન કરતાં કરૂણાજનક સ્વરે બોલી, "મહારાજ, હું હત્યારી છું ! જો આપે મને શિક્ષણ ન આપ્યું હોત તો હું આવી ઉદ્દિગ્ન મનવાળી સ્ત્રી ન બની ગઇ હોત ! હું કલંકિતા થઇ છું !"

"તું વૃથા શોક કરે છે. મોહિની ! એવા સંકટના સમયે પાવિત્ર્ય રક્ષણાર્થે હત્યા કરવાનું પાતક લાગતુંજ નથી ! ધન્ય છે તારી નીતિમત્તાને !"

"આપ મને હજી પણ અપરાધિની જ સમજો છો ! જો એમ ન હોય તો આપે મારા પ્રશ્નનો ઉત્તર આપ્યો હોત !"

પંડિત મોહિનીની હૃદયવ્યથા કળી શકયો. તે બોલ્યો: "મોહિની ! આવતી કાલે હું તને સઘળું કહીશ. જરૂર કહીશ !"



## પ્રકરણ ૧૩ મું.

### પંડિતનો પત્ર.

આજ મોહિની પંડિતના આગમનની માર્ગ પ્રતીક્ષા કરતી બેઠી હતી. તેના મનમાં એમ હતું કે પંડિત આજે પોતાના વચન પ્રમાણે પોતાનો વૃત્તાંત જણાવશે જ. પંડિતના આત્મવૃત્તાંત પર આપણી ચરિત્રનાયિકા મોહિનીની અનેરી આશાઓનો ઘણો જ આધાર હતો. 'પંડિત હમણાં આવશે' 'ઘડીક પછી આવશે' એ પ્રમાણે વિચાર કરતી મોહિની પંડિતની રાહ આતુરતાપૂર્વક જોયા કરતી હતી, પરંતુ તેની આશા સફળ નિવડી નહિ. પંડિતના દર્શન માટે તેનું મન આજે તલપાપડ થઇ ગયું હતું. પણ એટલામાં એક દાસીએ આવીને મોહિનીના હાથમાં એક પત્ર મૂક્યો. મોહિની તે પત્ર ઉઘાડીને વાંચવા લાગી તો તેમાં આ પ્રમાણે લખેલું હતું:—

" મોહિની !

" ગઈ કાલે મેં તને મારૂં આત્મવૃત્તાંત જણાવવાનું વચન આપ્યું હતું તે પ્રમાણે હું તારા પ્રશ્નોનો પ્રત્યુત્તર આપવા આજે પ્રવૃત્ત થાઉં છું. જ્યારે આ પત્ર તને હસ્તગત થશે ત્યારે હું તો આ પર્વતપ્રદેશનો ત્યાગ કરીને મારા દેશમાં જઈ પહોંચ્યો હઇશ. તું મારી પાછળ આવી શકશે નહિ. મોહિની! હું પાપમૂર્તિ છું—અપરાધી છું. મારૂં હૃદય અપવિત્ર છે. જો હું પવિત્ર હૃદયી નહિ બની શકું તો અવશ્ય આત્મહત્યા કરીશ.

" મોહિની! મનુષ્યનું મન પ્રેમમય છે. પ્રેમ હૃદયનો ધર્મ જ છે. પ્રેમ પવિત્ર છે એ વાર્તા ખરી, પરંતુ ગંગાનો પ્રવાહ પર્વતના શિખરેથી

નીચેની જમીન પર અર્થાત્ અપવિત્ર સ્થળે વહેતો હોય છે ત્યાં તે અપવિત્ર ગણાય છે તે જ પ્રમાણે માનવમન પણ ધર્મનો ત્યાગ કરીને પ્રેમાનુરાગી થાય ત્યારે તે સાંસારિક દોષોથી કલંકિત થઇને અપવિત્ર બને છે. સંસારની મોહજાળમાં જકડાઇ ગયેલો માનવ બહુધા આવા કલંકિત પ્રેમને વિવશ થવાથી દૂષિત થાય છે. અને એટલુંજ નહિ, પરંતુ એવા પ્રેમને લીધે તેને જીવનપર્યંત નાના પ્રકારની યાતનાઓ ભોગવવી પડે છે.

"મોહિની ! હું તારૂં મન સંપૂર્ણ રીતે કળી શક્યો છુ. તારૂં હૃદય પવિત્ર છે એ વાર્તા હું સારી રીતે જાણું છું. પરંતુ સંસારની ભયાનકતાથી હું બહુ ત્રસ્ત થઇ ગયો છું. જો તેમ ન હોત તો મે તારા પ્રેમનો આદર કરીને તારી સુંદર મૂર્તિને મારા હૃદયમાં પ્રતિષ્ઠિત કરી દીધી હોત. તું નરકથી દૂર છે. તેં સ્વપ્ને પણ નરકનો પડછાયો સુદ્ધાં જોયો નથી. પરંતુ હું તો નરકનો કીડો છું. હું ચિરકાળથી નરકયાતના સહન કરતો આવ્યો છું. મારૂં હૃદય પાપપંકથી પ્રપૂર્ણ છે. મારા પાપપૂર્ણ મનઃપ્રદેશમાં સંસારભૂમિ પ્રેમગંગાનું વહન કરાવતાં ભયભીત થાય છે; તે પવિત્ર પ્રેમ, તે સ્વચ્છ સલિલ, મારા મનપ્રદેશમાં પ્રવિષ્ટ થતાં મલીન થઇ જશે. તે જગતની અપવિત્રતાનેલીધે કલંકિત થશે એમ ધારીને જ હું તારી પ્રેમગંગાને અપવિત્ર કરવા ઇચ્છતો નથી. મારા ચારિત્રનો પાપસ્રોત હવે વિશેષ વૃદ્ધિંગત થાય એમ હું બિલકુલ ઇચ્છતો નથી.

"મેં કોઇ પણ જાતનો પ્રયત્ન કર્યો જ નહોતો એમ છતાં પણ તારા પવિત્ર પ્રેમે જાણ્યે અજાણ્યે મારા હૃદયમાં પ્રવેશ કરી લીધો છે. મારામાં જેટલો પવિત્ર પ્રેમ હશે તે હું હવે તને સોંપી દઉં છું. મારા સામાન્ય પ્રેમથી તું સંતુષ્ટ નહિ થાય એ હું સારી રીતે જાણું

છું. તું મારા હૃદય પર અધિકાર ચલાવવાની ઇચ્છા રાખે છે એ પણ હું જાણું છું. પરંતુ શું કરૂં? મારા અપવિત્ર હૃદયના સંસર્ગને લીધે તારો પવિત્ર પ્રેમ પણ કદાચિત્ અપવિત્ર થઇ જાય નહિ એટલા જ ઉદ્દેશથી હું તારો ત્યાગ કરીને ચલ્યો જાઉં છું. તારો ત્યાગ કરવાથી મને શાન્તિ અને સુખ અનુભવવાનો પ્રસંગ મળનાર નથી તોપણ તને કલંકિત કરીને મારા જીવનને વધુ કલુષિત બનાવવાની તો મારી ઇચ્છા ન જ હોય.

"પ્રલોભન જ મારા જીતેન્દ્રિયત્વની પરીક્ષા કરશે એમ મને ગુરૂદેવે એક વખત કહ્યું હતું. પરંતુ મારી માનસિક શક્તિ અતિ નિર્બળ છે. તે પ્રલોભનનું દાસ છે. હું પ્રતિજ્ઞા કરૂં છું ખરો, પરંતુ તેને દૃઢતાથી વળગી રહી શકતો નથી. પ્રલોભન પર વિજય મેળવવા જેટલો સમર્થ અદ્યાપિ હું થયો નથી. જેમ જેમ તારા પ્રત્યેની મારી આસક્તિ દિનપ્રતિદિન વૃદ્ધિગંત થવા લાગી તેમ તેમ હું તને પ્રલોભનસ્વરૂપ માનતો ગયો અને અંતે હું તારો ત્યાગ કરવાના નિશ્ચય પર આવ્યો. તારા માટે મારા હૃદયમાં શંકા ઉદ્દભવી. મેં તારા પિતાને સઘળી હકીકત જણાવી દીધી, પરંતુ તે તારા હૃદયને સારી રીતે જાણતા હોવાથી તેમણે મારી વાત ઉડાવી દીધી. તારૂં હૃદય અતિ પવિત્ર છે એવી હવે મારી પ્રતીતિ થઈ છે. હું અપવિત્ર હૃદયી છું. હું તને વિષરૂપ સમજતો હતો અને તું મને અમૃતસમાન સમજતી હતી એ મેં આજે જ જાણ્યું. હું આજે સત્ય બોલું છું. મોહિની, તું અમૃત છે; હું જ હલાહલ વિષ છું. એ વિષથી તારા પ્રાણને કંઈ પણ નુકસાન ન થવા પામે એટલા જ માટે હું તારો ત્યાગ કરવા પ્રવૃત્ત થયો છું. પ્રલોભનની કસોટીમાંથી પાસ થવા જેટલી યોગ્યતા હજી મારામાં આવી નથી. મારો ધર્મ, મારૂં જીવન એ ઉભય હજી પાપ

સમુદ્રમાં નિમગ્ન થયેલાં છે. હાય પ્રભુ! મારી શી ગતિ થશે?

"મારા હૃદયમાં ભરેલા હલાહલ વિષનો દંશ મેં તને નથી જ કર્યો એવી મારી પ્રતીતિ છે. પરંતુ કોણ જાણે! મને હજી શંકા રહે છે. કદાચ મારા હૃદયમાંના વિષનો દંશ અજાણે પણ તને થવા પામ્યો હોય તો તું સત્વર એ વિષનો પરિત્યાગ કર. સંસારીનો પ્રેમ અતિ દુઃખદાયક છે. મેં અનેક સ્ત્રીઓના હૃદયને દંશ દીધો છે. હું નીચ છું. મારી નિરપરાધિ સરલ હૃદયા પત્નીને મેં બહુ દુઃખી કરી છે. હું નરાધમ-નરપિશાચ છું. આ બધું તને એટલા માટે લખું છું કે તેમ કરવાથી મારા દુઃખનો ભાર ઓછો થાય. મોહિની, મારૂં લગ્ન થયું છે. મારી સ્ત્રી બિચારી સરલ હૃદયા છે. મેં તેને જે કષ્ટ આપ્યું છે તેને લીધે મારે અનેક પ્રકારની યાતનાઓ અનંતકાળ પર્યંત સહન કરવી જ પડશે. મારી સ્ત્રીના હૃદયનો સખ્ત આઘાત કરીને મેં નિર્લજ્જપણે તેની દૃષ્ટિ સમક્ષ શાસ્ત્ર વિરૂદ્ધ નીચ કર્મ કર્યાં. પણ મોહિની, એ બધું જાણવાની તને કંઈજ અગત્ય નથી. સંક્ષિપ્તમાં એટલું જ કે મારા જેવા નરકકીટનું જીવન અતિ ભયંકર છે-વિષપૂર્ણ છે. મને ભયંકર સર્પ માનીને તું મારો પરિત્યાગ કર!

"તારો ત્યાગ કરવાથી મને સુખ નહિ મળે. ઉલટું મને બહુ દુઃખ થશે એ વાર્તા હું જાણું છું. મારી જીવન સર્વસ્વરૂપ પત્ની શારદાનો વિરહ હવે હું સહી શકતો નથી. વિરહ વેદનાને લીધે મારૂં હૃદય વિદીર્ણ થઇ જાય છે. આજ દિન સુધી જેમ તેમ કરીને દિવસો વીતાડ્યા. આજથી તારૂં દર્શન પણ બંધ થયું. મારા દુઃખમાં એટલો વળી વિશેષ વધારો થયો. હરિ! હરિ!

"જો હું તારો પતિ થવાની યોગ્યતા ધરાવતો હોત તો તને સંસાર સુખનું રહસ્ય સમજાવી શકત, પરંતુ રમણીઓનો પ્રેમ પામવાની

પાત્રતા હેવે મારામાં નથી રહી, અને તેથી જ મેં તને પત્રદ્વારા મારો સર્વ ઇતિહાસ જણાવ્યો છે. જો કે સાંસારિક પ્રેમ અપવિત્ર થાય છે તો પણ તે છેક જ સુખશૂન્ય બની જતો નથી. પાપપૂર્ણ સંસારમાં જ ગંગા અધિક આદર પામે છે. પ્રેમનું અસ્પષ્ટ ચિત્ર જ સંસારનાં દુઃખો દૂર કરી શકે છે. આવા અસ્ફુટ પ્રેમને લીધે જ કેટલાક મનુષ્યો પોતાનું જીવન ટકાવી શકે છે. પરંતુ આમ કહેતાં મારા હૃદયને બહુ દુઃખ થાય છે. હું પુરૂષજાતિમાં કલંકરૂપ છું, સંસારમાંની પ્રેમની સુંદર મૂર્તિ મારી પાસે નથી.

"હું જાઉં છું ખરો, પરંતુ તને સખ્ત આઘાત કર્યા પછી જ! હું ક્યાં જાઉં છું તે હું જાણતો નથી. હૃદયમાં સળગી રહેલી જ્વાળા કયાં સુધી મને બાળ્યા કરશે તે હું જાણતો નથી. ઇશ્વર મને કયારે શાન્તિનું દર્શન કરાવશે?

"મોહિની! તું પવિત્ર છે. હું ઘાતકી છું. તું મને વિસરી જા! મારા અપવિત્ર હૃદયમાંથી તારી પવિત્ર-પ્રેમાળ મૂર્તિને હું દૂર કરૂં છું. પરંતુ અરેરે, હું તે મૂર્તિને કેમ વિસરી શકીશ?

"જો તને પ્રત્યુત્તર લખવાની ઇચ્છા થાય તો તું ગુરૂદેવના આક્ષત્રના શિરનામાથી લખજે એટલે તેઓ તે પત્ર મને પહોંચતો કરશે.

લી० તારો
અત્યંત પ્રિય-પણ વિષરૂપ,
**સંન્યાસી.**"

મોહિની તો પત્ર વાંચીને પાષાણ મૂર્તિવત્ સ્થિર થઇ ગઈ. સંન્યાસી-પંડિત ક્યાં ગયો?

પાઠક! આપણી વાર્તાના પ્રારંભમાં દ્વિતીય પ્રકરણમાં આપણે સ્મશાનભૂમિમાં જે સંન્યાસીને જોયો હતો તે જ આ સંન્યાસી!

# પ્રકરણ ૧૪ મું.



## સાધુહૃદયા શારદા.

પ્રિય પાઠકગણુ ! મોહિની તેમજ સંન્યાસીને વિસરી જઇને ચાલો હવે આપણે એક ગૃહસ્થના ઘરમાં પ્રવેશ કરીએ. જૂઓ, પેલા મકાનની પાસેના વિશાળ ચોગાનમાં કેટલાક મનુષ્યો હેરફેર કરી રહ્યા છે. મકાનના દિવાનખાનામાં કેટલાક મનુષ્યો મૂંગે મોઢે હરેફરે છે. એ દિવાનખાનું સંગીતના આલાપથી પ્રતિધ્વનિત થઈ રહ્યું છે. પુષ્પના રજકણમાંથી મધુસંગ્રહ કરનારી મધુમક્ષિકા જ મધુની ખરી કિંમત આંકી શકે છે. મહા મહેનતે થોડું થોડું મધુ એકત્ર કરીને મધપૂડો બનાવનાર મક્ષિકાના અપાર શ્રમની કિંમત તે મધુ લુંટી લેનાર શી રીતે કળી શકે વારૂ ? વિના પરિશ્રમે સ્વાદિષ્ટ મધુ લુંટી લેનારને બિચારી મક્ષિકાના એ પરિશ્રમની કિંમત કયાંથી આંકતાં આવડે ? મધુસંગ્રહકારી મક્ષિકાની પેઠે જેઓ અવિશ્રાન્ત શ્રમ વેઠીને દ્રવ્યસંચય કરે છે તે જ—તેમને જ દ્રવ્યની ખરી કિંમત આંકતાં આવડે છે. અનાયાસે એ દ્રવ્ય જેને વગર મહેનતે મળી જાય છે તેને એ દ્રવ્યની ખરી કિંમત ન સમજાય એ સર્વથા સ્વાભાવિક જ છે. એ દ્રવ્યરાશિ જેને વિના પરિશ્રમે મળે છે તે અલ્પ સમયમાં જ તેને ઉડાવી દે છે. વીરપુર નામક ગુજરાતમાં એક નહાનું સરખું ગામડું હતું. આ ગામડામાં શ્રીમંતોનાં ઘર પણુ હતાં. અમે ઉપર જે ગૃહની હકીકત જણાવી ગયા છીએ તે ગૃહનો માલિક એક ધનાઢ્ય મનુષ્ય હતો. તેણે ઘણાં વર્ષો પૂર્વે પરલોકવાસ કર્યો હતો. મરતી વખતે તે ધનાઢ્ય પુરૂષે પોતાની સર્વ સંપત્તિની વ્યવસ્થા પોતાની પત્નીના હાથમાં સોંપી હતી; પરંતુ

દૈવયોગે તેની તે ઇચ્છા પાછળથી પાર પડી નહિ. તેની બધી સંપત્તિ તેના પુત્રના હાથમાં જઇ પડી. એક શ્રીમંતનામાં જે જે દુર્ગુણો સ્વાભાવિક રીતે હોય છે તે બધાયે દુર્ગુણો તેના પુત્રમાં હતા જ. તેના પુત્રનું નામ હરિપ્રસાદ હતું. હરિપ્રસાદ તેના માતપિતાને એકનો એક પુત્ર હોવાથી તે બહુ લાડકવાયો હતો. સુખ અને ભોગવિલાસ હરિપ્રસાદનાં નિત્યનાં સહચર બની ગયાં હતાં. બાલ્યાવસ્થામાંથી જ તે ઇન્દ્રિયજન્ય ભોગવિલાસનો દાસ બની ગયો. આથી જ્યારે તેના હાથમાં આટલી બધી અઢળક સંપત્તિ આવી ત્યારે તેના આનંદની સીમા રહી નહિ. તેનું દિવાનખાનું નિત્ય ભાઈબંધ દોસ્તારોથી ઉભરાઇ જવા લાગ્યું. તેનું દિવાનખાનું એક આનંદમંદિર બની ગયું, પરંતુ તેનું અંતર્ગૃહ દુઃખનું નિવાસસ્થાન જ બની ગયું. પાઠક ! ચાલો ત્યારે આપણે હરિપ્રસાદના અંતર્ગૃહની સ્થિતિ છાનામાના-ગુપચૂપ જોઈ આવીએ. અંતર્ગૃહ આનંદરહિત છે, તે જોવાથી આપણું હૃદય ચીરાઇ જાય તેમ છે. અંતર્ગૃહના એક દિવાનખાનામાં એક વિધવા રાત્રિદિવસ અશ્રુ સારતી બેસી રહે છે. જૂઓ, આ બીજા નજીકના જ દિવાનખાનામાં એક તરૂણી પોતાના ડાબા હાથપર શિર મૂકીને ચિન્તામગ્ન સ્થિતિમાં બેઠી છે. જમણા હાથમાં પકડેલી દિવાસળી વડે તે જમીનપર કંઇક લખતી હોય એમ જણાય છે. હં, તે તરૂણી દીવાસળીથી રેષાઓ કાઢે છે અને તેના સામે તાકી રહીને કંઈક વિચાર કરે છે. તે શી ચિન્તામાં પડી હશે ?

પાઠક ! પ્રથમના દિવાનખાનામાં બેઠેલી વિધવા તે આપણા હરિપ્રસાદની માતા થાય અને આ તરૂણી તે તેની પત્ની થાય. તેનું નામ શારદા છે. શારદાની સુકુમાર દેહકળી ચિન્તાને લીધે કૃશ થઈ ગઇ છે; તેણે પરિધાન કરેલાં વસ્ત્રો પણ અતિ મલીન જણાય છે.

શારદાની પાસે નિત્ય તેની એક સખી થોડો સમય વાર્ત્તાલાપ કરવા સારૂ આવતી. જૂઓ, આજે પણ તે પોતાના નિત્યનિયમ પ્રમાણે આ આવી. શારદાની પાસે જતાં જતાં તેની સખી બોલીઃ— “ શારદા ! આમ જમીનપર રેષાઓ કાઢીને તું તેના પ્રત્યે શામાટે તાકી રહે છે બ્હેન ?”

“ તે દિવસે મને મહારાજ કહેતા હતા કે જમીનપર રેષાઓ કાઢીને આયુષ્ય કેટલું છે તે જાણી શકાય છે. હું પણ આજે એજ જોઉં છું કે મારા કમનસીબમાં હજી પણ આ સંસારમાં કેટલું જીવવાનું બાકી રહ્યું છે ?” શારદા પોતાની સખીના સામે જોઇ નેત્ર દ્વારા સંકેત કરતાં સહજ ઉંચું વદન કરીને નિરાશાપૂર્ણ સ્વરે બોલી.

“ દિલગીર છું. આ શું બ્હેન ! આવી અમંગળ ઇચ્છા કેમ કરે છે ? તું તો રાજાની રાણી જેવી છે. તારે શું કમીના છે ?”

શારદાએ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તેનાં નેત્રદ્વયમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. તે પોતાની સખી પ્રત્યે નિશ્ચલ દૃષ્ટિ ફેંકતી મૃદુ સ્વરે બોલી, “ હવે જીવીને પણ શું કરૂં ? સાસુજીનાં નેત્રોમાં અશ્રુ જોવાથી મારૂં ચિત્ત વ્યાકુળ થઈ જાય છે. મારા મનમાં વિવિધ પ્રકારની અમંગળ કલ્પનાઓ ઉદ્‌ભવે છે. જ્યાં સુધી સાસુજીનું ચિત્ત પ્રફુલ્લ રહે ત્યાં સુધીજ આ ગૃહમાં લક્ષ્મીનો નિવાસ છે. અન્યથા નહિ. આ ગૃહની દુઃખદ પરિસ્થિતિનો વિચાર કરતાં હૈયું ફાટી જાય છે.”

“ તારા ગૃહમાં જેટલો આનંદ છે, તેટલો આ ગામમાં એક પણ ગૃહમાં નહિ હોય. તારા ગૃહની લક્ષ્મી ક્યાં જવાની હતી ?”

“ મારા દુઃખની કલ્પના અન્યને ન જ આવે ! ખોટી તુલના કરવાનું છોડી દે બ્હેન !”

“ અરે, અરે, પણ તને દુઃખ શું છે તે કહેને, બ્હેન ? તારો

પતિ પુનઃ લગ્ન કરનાર છે કે શું? તને છોકરાં થતાં નથી તે માટે કે? તારા સુવર્ણ સરખા સંસારમાં ઇશ્વિરે આટલીજ ન્યૂનતા રાખી છે, પરંતુ નિરાશ થવાની કંઈ જ જરૂર નથી.”

“પુનઃ લગ્ન કરે તેથી હું શા માટે દુઃખિત થાઉં? હું તો તેથી આનંદિત થાઉં. પતિ સુખી થાય તો જ હું પણ સુખી. તેમની ચરણસેવા સિવાય મને અન્ય કંઇજ ઇચ્છા નથી. તું આવી બળતી જ વાતો ન કાઢ. તેથી મને દુઃખ લાગે છે.”

“અરે તું શું સમજે? સાપત્ન પ્રભાવ તેં ક્યાં જોયો છે?”

“એમાં સાપત્નતા શાની? પતિને પ્રિય તે મને પ્રિય. પતિને જેના સંસર્ગથી સુખ મળે તેને હું મારો સુહૃદય સમજીશ.”

“ત્યારે તું મૃત્યુ શા માટે માગે છે? ધન, માન, નોકર–ચાકર વગેરે બધુંયે તારા તાબામાં છે.”

“જ્યાં ગૃહલક્ષ્મી આનંદમાં હોય છે તે ગૃહમાં સર્વ વસ્તુઓનો અભાવ હોય તોપણ ત્યાં સુખ જ હોય છે. અમારી ગૃહલક્ષ્મી હવે પગ કરીને જવા બેઠી છે.”

“બ્હેન! એમ ન બોલ! તારો પતિ તારૂં કહ્યું નથી માનતો કે શું?”

“માને કે ન માને! મારા જેવી બુદ્ધિ વગરની સ્ત્રીનું કહ્યું તે ન માને તો પણ શું? અને તેથી મને દુઃખ પામવાની પણ શી જરૂર?”

“ત્યારે તું તેને તારા વિચારો શા માટે નથી જણાવતી?”

શારદાએ પુનઃ એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો. તે બોલી:–“જો તેમ બની શક્તું હોત તો હું મારૂં કાળજું ચીરીને તેમને બતાવત!”

શારદા અને સખી એક બીજાં પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં અવાક્ રહ્યાં. અલ્પ સમયમાં જ શારદા પોતાની સાસુના દિવાનખાના તરફ ધીમે પગલે ચાલતી થઇ.



# પ્રકરણ ૧૫ મું.

---

## ભયદર્શન.

શારદા ધીમે પગલે પોતાની સાસુના દિવાનખાનામાં ગઈ. તેની સાસુ અત્યારે ચિન્તામગ્ન સ્થિતિમાં બેઠી હતી. શારદા તેની પાસે જઇને મૃદુસ્વરે બોલવા લાગી; " બા, સાંભળો છો કે ? તમે મને હજી નાદાન સમજો છો તેથી જ મેં કંઇ પણ બોલવાનું યોગ્ય ધાર્યું નહોતું. પરંતુ હવે મારાથી મૌન રહી શકાય તેમ નથી. તમે આમ નિત્ય ચિન્તામાં દિવસ વ્યતીત કરો છો અને ત્યાં પાણીની પેઠે પૈસો વપરાય છે. મારા સસરાજી મૃત્યુ શય્યાપર હતા ત્યારે કહેતા હતા કે અર્ધ લાખ રૂપિઆ રોકડા છે અને ચાળીસ હજાર રૂપિઆની કિંમતના દરદાગીના છે. ચાર મહિનામાં પચાસ હજાર રૂપિઆ કયારનાયે ફના થઇ ગયા છે. આ તે કેવી વાત ! તમે આમ શાન્ત કયાં સુધી બેસી રહેશો ? તમે એકવાર બોલાવીને કંઇક શિખામણ આપો. દિવાનજી ગઇ કાલે કહેતા હતા કે સરકારને મહેસુલ ભરવાની મુદતને હવે માત્ર પંદર જ દિવસ રહ્યા છે. ત્રિજોરીમાં એક પણ પૈસો છે નહિ. દ્રવ્ય પ્રાપ્તિ માટે કોઈ પણ જાતનો પ્રયત્ન થતો નથી. ભાઇબંધ દોસ્તારોની સાથે નિત્ય સ્વચ્છંદી રીતે ફરતા ફરે છે. દિવાનખાનાનો સામાન ખરીદવા માટે ગઈ કાલે રૂપિયા સાત હજારનું દેવું કર્યું છે. તમે આખો દિવસ ચિન્તાતુર રહો છો. દિવાનજીને ગણકારે છે કોણ ? એક કારકુને ગઇ કાલે કહ્યું હશે કે 'હું બધી હકીકત માતુશ્રીને કહી દઇશ' એટલે તેને રજા આપી છે. 'જેનું અન્ન ખાધું છે તેનાં ગૃહની આવી દુર્દશા મારાથી જોઇ શકાશે નહિ, અને તેથી હું પણ નોકરી છોડીશ'

એવું દિવાનજી મને કહેતા હતા. બા, હવે જો તમે વેળાસર નહિ જાગ્રત થાઓ તો પેટભર અન્નના પણ સાંસાં પડશે હોં કે ?"

પુત્રવધૂનું ભાષણ સાંભળીને હરિપ્રસાદની માતાએ શોકનો પરિત્યાગ કર્યો. અન્ન જળનો ત્યાગ કર્યો હોવાથી તેનું શરીર કૃશ થઇ ગયું હતું. તેના શરીરમાં બિલકુલ શક્તિ નહોતી. તે પોતાની પુત્રવધૂ પ્રત્યે પ્રેમપૂર્ણ દૃષ્ટિ ફેંકતી બોલીઃ—" જા, હરિપ્રસાદને અહિં બોલાવી લાવ જોઇએ !"

શારદાએ તરતજ એક દાસીને હરિપ્રસાદને બોલાવી લાવવા સારૂ મોકલી દીધી અને માતા પુત્રનો સંવાદ સાંભળવા માટે તે નજીકના દિવાનખાનામાં જઇને બેઠી.

સંધ્યાનો સમય થવા આવ્યો હતો. હરિપ્રસાદ પોતાના મિત્રમંડળ સહિત હવા ખાવા માટે ફરવા જવાની તૈયારીમાં હતો, એટલામાં દાસીએ તેને સંદેશો કહી સંભળાવ્યો એટલે પોતાના મિત્રોને થોડી વાર દિવાનખાનામાં બેસવાનું કહીને તે પોતાની માતા પાસે આવ્યો.

પોતાની માતાના દિવાનખાનામાં પગ મૂકતાંની સાથે જ હરિપ્રસાદ બોલ્યોઃ—' બા ! મને કેમ બોલાવ્યો ? તારી તબીયત સારી નથી રહેતી કે શું ? હું ફરવા જતો હતો, અત્યારે મને શા માટે બોલાવ્યો ?"

" હરિપ્રસાદ ! હું હવે થોડા દિવસની મહેમાન છું, તું મને શા માટે દુઃખ દે છે? હું મરી જાઉં ત્યાર પછી તારી ઇચ્છામાં આવે તેમ વર્તજે, પરંતુ હું હયાત છું ત્યાંસુધી ધૈર્ય ધર !"

" બા ! આમ કેમ બોલે છે ? મેં શું કર્યું છે ?"

" કપાળ મારૂં ! કેટલા રૂપિઆનું દેવું કર્યું ?"

હરિપ્રસાદના હૃદયમાં વજ્રાઘાત થયો. પોતાની માતાએ આ વાત કેવી રીતે જાણી તે વિષે વિચારવા લાગ્યો. થોડીવાર મૌન રહીને

તે બોલ્યો:-"મારા પિતાશ્રી મૃત્યુ પામ્યા ત્યારે થોડી ઘણી રોકડ રકમ હતી તે ઉત્તરક્રિયામાં વપરાઇ ગઇ છે. છેલ્લા ચાર મહિનામાં માત્ર સાત હજાર રૂપિઆનું દેવું કરવું પડયું છે."

"બધુંયે સ્હમજી ! આવતી કાલથી તમામ ખર્ચ હું મારા હસ્તક કરીશ. હું હયાત હોવા છતાં તું આટલો બધો ઉચ્છૃંખલ થઇ ગયો છે એજ ચિંતામાં હું બળું છું."

હરિપ્રસાદ કંપવા લાગ્યો. તે પોતાની માતાથી બહુ ભય પામતો હતો. તે બોલ્યો, "બા, હું તને પગે લાગું છું, ક્ષમા કર ! આજથી હું તું કહીશ તે પ્રમાણે વર્તીશ. ત્હારા સમ, હવેથી હું ત્હારી ઇચ્છાથી વિરૂદ્ધ એક ડગલું પણ ભરીશ નહિ."

"હું કહું તે પ્રમાણે કરીશ કે ? ચાલ, હું કહું છું કે આજથી તારે કોઈની સાથે બહાર જવું નહિ. કોઇપણ દુર્વ્યસની મનુષ્યને આપણા ઘેર આવવા ન દે ! મદિરાપાનનો ત્યાગ કર ! કોઇ પણ કાર્ય શારદાની સલાહ લીધા સિવાય નહિ કરવાની પ્રતિજ્ઞા લે !"

"બા, બધુંએ થશે પણ એટલું માત્ર નહિ બની શકે. તારી સલાહ લીધા સિવાય હું એક પણ કાર્ય કરીશ નહિ, પરંતુ હું તેની સલાહ નથી લઇ શકતો."

"કારણ ?" માતા ક્રોધપૂર્ણ સ્વરે બોલી. ત્યાર પછી તેણે તરત જ પોતાના દિવાનને બોલાવ્યો. હરિપ્રસાદના દેખતાં તેને એક પણ પૈસો નહિ આપવાની તેની માતાએ દિવાનને આજ્ઞા આપી.

ત્યાર પછી હરિપ્રસાદની માતાએ દેવડીપરના હવાલદારને બોલાવીને કહ્યું કે હરિપ્રસાદને કોઇ પણ મનુષ્ય મળવા માટે આવે તો મારી રજા સિવાય તેનો મેળાપ હરિપ્રસાદની સાથે થવા દેવો નહિ. જો કોઈ પણ મનુષ્યને તુ તેની સાથે મેળવી આપીશ અને એ વાત

મારા જાણવામાં આવશે તો પ્રત્યેક મનુષ્ય દીઠ હું તારો એક રૂપિયો દંડ કરીશ." ત્યાર પછી શારદાને બોલાવીને હરિપ્રસાદની માતા બોલી:— "બેટા ! મારો હરિપ્રસાદ તને સોંપું છું. જો તું તેને નહિ સુધારે તો હું તારૂં કદાપિ સાંભળનાર નથી."

હરિપ્રસાદની માતાના ભાષણથી ઘરનાં તમામ મનુષ્યો ભયચકિત થયાં. હરિપ્રસાદ કંઈ પણ બોલ્યા સિવાય શારદાની પાસે ગયો. ગૃહવ્યવસ્થા હરિપ્રસાદની માતાની આજ્ઞાનુસાર ચાલવા લાગી.

બહાર દિવાનખાનામાં હરિપ્રસાદની રાહ જોઇને બેઠેલા તેના મિત્રો આ હકીકત જાણીને ખિન્ન થઇ ગયા. તેઓ પોતપોતાના ઘેર ચાલ્યા ગયા. દિવાનખાનામાંનો આનંદોત્સવ અદૃશ્ય થયો.

---

## પ્રકરણ ૧૬ મું.

---

### પલાયન.

પતિને લઇને શારદા પોતાના શયનગૃહમાં ચાલી ગઈ. જો કે હરિપ્રસાદમાં બીજા અનેક દોષો હતા તોપણ તેનામાં એક અપ્રતિમ સદ્‌ગુણ એ હતો કે તેનો સ્વભાવ સરળ હતો અને તેનું હૃદય પ્રેમાળ હતું. શારદાને તે ચ્હાતો હતો. ગંગાના નિર્મળ જળ જેવું તેનું પવિત્ર જીવન જો કુસંગતથી દૂષિત થયું ન હોત તો તેણે પોતાનું જીવન બહુ ઉત્તમ રીતે વ્યતિત કર્યું હોત, પરંતુ બાલ્યકાળમાં માતપિતાના લાડકોડ અને મોટી ઉમરે આવ્યા પછી કુસંગતિ, આ બન્નેએ સાથે મળીને હરિપ્રસાદને અધોગતિએ પહોંચાડયો. આમ છતાં પણ હરિપ્રસાદમાં કેટલાક સદ્‌ગુણો હતા. તે માતૃભક્ત હતો. માતાની આજ્ઞાને

તે કેવી શિરસાવંધ ગણતો હતો તે વાચકો ગત પ્રકરણમાં બનેલી ઘટના પરથી સમજી ચૂક્યા હશે જ.

શયનગૃહમાં ગયા પછી શારદા પલંગપર બેઠી. હરિપ્રસાદ શારદાની નજીકમાં બેઠા એટલે એ બોલીઃ–" જૂઓ, હું કહેતી હતી પણ તમે મારૂં કહ્યું ન જ માન્યું ! હવે કોણ તમારો છુટકારો કરવાનું છે ? હવેથી તમે મારા અધિકારમાં આવ્યા છો. "

" તું મને શું શીખવવાની હતી ? મદિરાપાત્ર હાથમાં લઈને તે તું મારા મ્હોંએ માંડીશ કે ? હું એ વ્યસન છોડી શકીશ નહિ."

" ખરી વાત ! મારાથી મદિરાપાત્ર તો તમારા મ્હોં પાસે ધરી શકાશે નહિ જ. હં, પણ માત્ર મારી એકજ અજ્ઞાનતાને લીધે તમે મને કંઈ આવડતું નથી એમ માનશો કે ? "

" તું બીજું શું કરીશ ત્યારે ? "

" જૂઓ ! હું તમને એક મધુરૂં ગાયન સંભળાવીશ. "

" ગા જોઇએ ! "

" ઠીક તમારી ઈચ્છા છે તો ગાઉં છું, પરંતુ મારી મશ્કરી કરશો નહિ. " એટલું બોલીને શારદાએ એક સંગીત ગાયું. એ સંગીતનો ભાવાર્થ એ હતોઃ " હે મનોહર પક્ષિરાજ ! રાત્રિ દિવસ તને નિહાળી રહેવાની ઈચ્છા થયાં કરે છે. મને પણ તારા જેવું સુંદર બોલતાં શીખવ ! પ્રેમશૃંખલાથી તું મને બદ્ધ કર ! પક્ષિરાજ ! નાથ ! હવે તું વનની આશા ત્યજી દઇને મારી સાથે નિવાસ કર ! જો, હું મારૂં વિકસિત યૌવન, મારી સુંદર દેહકળી, મારા પ્રાણ એ બધું તારા ચરણે ધરૂં છું. તારૂં મધુર ગીત સાંભળીને મારૂં હૈયું હર્ષથી ઉભરાઇ જાય છે. તને આલિંગન કરવાથી મારા સંતપ્ત આત્માને

શાન્તિ મળે છે. જો તું મારી સાથે વાર્તાલાપ નહિ કરે તો હું દુઃખિત—હૃદયભગ્ન થઇશ. હું આ સંસારરૂપી કારાગૃહનો ત્યાગ કરીશ. ”

“ વાહ! વાહ! ગાયન તો બહુ સુંદર છે હો ! હં. પણ આ ગાયન તું કયાંથી શીખી ? પછી—? ” હરિપ્રસાદે શારદાની મીઠી મશ્કરી કરી.

“ પછી શું ? તમે મારૂં ગાયન સાંભળશો ? અને હું કહું તેમ કરશો ? મારૂં કહ્યું માનો તો ગાઉં ? નહિતર પછી મારા ગાયનનો પણ શો ઉપયોગ ? ”

“ ઠીક. તારૂં કહ્યું માનીશ લે પછી ? ગા જોઇએ. ”

શારદા પુનઃ ગાવા લાગી. ત્યાર પછી તે પુનઃ બોલવા લાગીઃ “ પક્ષિરાજ ! હું અહર્નિશ ત્હારૂં ચિંતન કર્યા કરૂં છું. હું તારા ધ્યાનમાં મસ્ત રહું છું. હવે ત્હને હું મ્હારા હૃદય મન્દિરમાં પૂરી રાખવાની અભિલાષા ધરાવું છું. હવે તું ઉડી જઇશ નહિ. હું તને કેટલીક વખત મનાવું ? તું જો મને નિત્ય દર્શન નહિ આપે તો હું એકાકિની વિરહાનળથી દગ્ધ થઇશ. ”

“ નાથ ! કહો કે હવે હું ત્હારો ત્યાગ કરીશ નહિ, કહો કે હું હવેથી મદિરાપાન કરીશ નહિ. કહો કે હવેથી તમે દુઃસંગતિ નહિ કરો ! ”

“ પહેલાં તું તારૂં ગાયન પૂર્ણ કર ! પછી હું તારૂં કહ્યું માનીશ.”

“ લ્યો સાંભળો ત્યારે !. ” એમ કહીને શારદા પુનઃ ગાવા લાગી. પુનઃ શારદાએ બોલવાનું શરૂ કર્યુંઃ “ પરંતુ તે પક્ષિરાજ બહુજ નિષ્ઠુર હૃદયી હતો. તે ઉડી જવાની તક શોધ્યા કરતો હતો. અબળા તેને પ્રેમશૃંખલાથી બદ્ધ કરવાનો યત્ન કરવા લાગી. પરંતુ પક્ષિરાજ અંતે ઉડી ગયો. તે પુનઃ અબળાની પાસે આવ્યોજ નહિ.

શું કરૂં, ક્યાં જાઉં ? એમ વિચારી અબળા વ્યાકુળ થઇ ગઇ. તે આક્રંદ કરતી બોલવા લાગી. પક્ષિરાજ ! પ્રેમજાળ તોડી નાંખીને તું ક્યાં નાસી જાય છે ? હું તને પગે પડું છું–કરગરૂં છું કે મને વિરહ સમુદ્રમાં ન ફેંક ! મારા પર દયા લાવો ! મારો ત્યાગ ન કરો ! ”

“ વાહ ! તું તો બહું સુંદર ગાન ગાય છે. તારૂં ગાયન એક વખત મારા મિત્રોને સંભળાવ ! ”

“ કદાપિ નહિ ! તમારા મિત્રોને હવે આપણે ત્યાં આવવાની મના કરવામાં આવી છે. ”

“ મિત્રોને મળ્યા સિવાય મારાથી રહી શકાશે નહિ. મને જવા દે ! ”

“ મારૂં કહ્યું માનશો કે ? ”

“ હા. ”

“ મારૂં ગાયન તમે સાંભળ્યું છે ને ? વારૂ, ગાયન કેવું હતું ? ”

“ વાહ ! બહુજ સુંદર ! હા, પણ મારા મિત્રો વિના મને સહજ પણ ચેન પડતું નથી. અત્યારે મદિરાનું એક પ્યાલું મળે તો કેવી મજા પડે ? ”

“ પ્રાણેશ ! મોંએથી દુષ્ટ નામનો ઉચ્ચાર સુદ્ધાં ન કરો ! ”

“ તું મારી ગુરૂમાતા છે કે શું ? ”

“ હું ક્યાં એવું કહું છું, સ્વામિ ? ”

“ ત્યારે હું બોલીશ તો ખરો જ. તું કંઈ મહાન્ રાજાધિરાજ નથી કે મને તું ફાંસીની સજા કરી શકે. ”

“ એમ હું કહેતી જ નથી, પણ પ્રતિજ્ઞાનો ભંગ કરવો એ ઉચિત નથી ! ”

" વાહ ! એવું તો હું ઘણીયેવાર બોલી ચૂક્યો છું. દિવસમાં હું પાંચસો પ્રતિજ્ઞા લઇશ. શું તું મને ધર્મપુત્ર યુધિષ્ઠિરનો અવતાર માને છે ? તું મને ધાર્મિક બનાવવા ઇચ્છે છે કે ? "

" તમે ધાર્મિક થાઓ તેમાં ખોટું શું ? ધાર્મિક થવું એ કંઇ ઓછું શ્રેયસ્કર નથી. "

" અરરર ! બાપુ ! મારે ક્યાં સ્વર્ગ જોઇએ છીએ ! હવે તો હું તારા ઉપદેશના ભારથી દબાઇ ગયો છું. "

" હું તમને શું ઉપદેશ આપી શકવાની હતી ? એક પત્ની પોતાના પતિને થોડાક હિતવચનો ન સંભળાવી શકે કે ? જો મારૂં કહ્યું માન્યું હોત તો આ દશા ન આવત ! "

" તું મારો ગુરૂ છે કે ? વાહ ! ગુરૂ વાહ ! કેમ મારી દશા કેવી છે બાર ? " હરિપ્રસાદ પોતાની પત્ની પ્રત્યે તિરસ્કારસૂચક દૃષ્ટિ ફેંકતો બોલ્યો.

" દેવું કેટલું થયું છે તેનો વિચાર કરો ! સરકારનું મહેસુલ તો હજી હવે આપવાનું છે ! " પતિના વ્યંગ વચનોની અવગણના કરતાં શારદાએ પતિને વિનંતિ કરી.

" સરકારનું મહેસુલ નહિ ભરાય તો સરકાર મારાં ઘરબાર હરરાજ કરી નાખશે, તેમાં તારૂં શું જવાનું છે ? મારાં ઘરબાર કંઇ તારા બાપનાં તો નથી ને ? " હરિપ્રસાદ ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો.

શારદાના નયનદ્વયમાં ઝળઝળીઆં ભરાઇ આવ્યાં. અંગવસ્ત્ર વડે નયનજળ લૂછતી તે બોલી:—" ઇચ્છા આવે તો મને શિક્ષા કરજો, પરંતુ આજે મારૂં કહેવું સાંભળવું જ પડશે. " એટલું બોલતાં બોલતાં શારદાએ પોતાની આંખો મીંચી દીધી. તે કરૂણ સ્વરે બોલવા લાગી, "પ્રભુ, મારા પતિનું મન પરાવૃત્ત કરીને ત્હારા

પતિત પાવન નામનો મહિમા બતાવ ! ”

શારદાને આંખો મીંચીને ઉભેલી જોઇને હરિપ્રસાદ નીચેના બગીચામાં ચાલ્યો ગયો.

શારદા હજુ પણ ધ્યાનમગ્ન સ્થિતિમાં દિવાનખાનામાં જ ઉભી હતી. મહા મુશિબતે પકડી આણેલું પક્ષિ પિંજરામાંથી આ પ્રમાણે છટકી ગયું. નિષ્ઠુર પક્ષિને શારદાની સહજ પણ દયા આવી જ નહિ.



## પ્રકરણ ૧૭ મું.

### છાકટા ટોળી.

પક્ષિરાજ ઉડી ગયો ! પરંતુ તે ક્યાં ઉડી ગયો ? પાપના પ્રલોભનથી પરિપૂર્ણ વૃક્ષરાજિવાળા અરણ્યમાં જ તે ગયો. પક્ષીને અન્ય કોઇ સોબતી મળ્યો કે ? પોતાને બંધન જેવા લાગતા બંધનોમાંથી મુક્ત થએલા પક્ષીરાજે બુમો પાડીને બીજા અનેક પક્ષીઓને જાગૃત કર્યા, અર્થાત્ હરિપ્રસાદે પોતાના સોબતીઓને પોતાના ગૃહમાં બનેલો પ્રકાર સવિસ્તર રીતે કહી સંભળાવ્યો.

હરિપ્રસાદના મિત્રોમાંના એકાદ બે મિત્રો સુશીલ પણ હતા. હરિપ્રસાદની હકીકત સાંભળી રહ્યા પછી તેના એક મિત્રે કહ્યું:— “ હરિપ્રસાદ, તારા આવા વર્તનને લીધે તારી માતાને દુઃખ થાય એ સ્વાભાવિક જ છે. તેં હજુ સુધી સરકારનું મહેસુલ ભર્યું નથી, ગઈ કાલે જ તેં સાત હજાર રૂપિઆનું દેવું કર્યું છે. અલબત્ત, તું તારા પૈસા ઉડાવે છે તેથી અમને કંઇ જ હરકત નથી, અમને તો તેથી મોજવિલાસ માણવાની તક મળે છે. પરંતુ તેથી તારી માતાને કેટલું

બધું દુઃખ થતું હશે ? તું તેને દુઃખિત ન કર ! તે જે કંઈ કહે છે તે સઘળું તારા ભલાને માટે જ છે. ”

“ હરિપ્રસાદ ! ” બીજો મિત્ર વચ્ચે જ બોલવા લાગ્યો, “ તારી સ્ત્રી જેવી સુશીલ સ્ત્રીઓ જગતમાં થોડી જ હશે. સર્વ સ્ત્રીઓ તેની પ્રશંસા કરે છે. હરિપ્રસાદ ! આમ સ્વચ્છંદને વિવશ થઇને પૈસા ફના કરવા એ કોઈ પણ રીતે વ્યાજબી નથી. ”

હરિપ્રસાદ કંઈ પણ બોલ્યા સિવાય નીચું જોઇ રહ્યો.

હરિપ્રસાદના અન્ય મિત્રો અરસપરસમાં ગણગણવા લાગ્યા. તેમાંના એક બે મિત્રો બોલી ઉઠ્યા, “ હરિપ્રસાદ ! આજે મદિરાપાન નથી કરવું કે ? ” એટલામાં હરિપ્રસાદનો એક બીજો મિત્ર તેના મોં આડો હાથ ધરીને પેલા બે સુશીલ મિત્રોને ઉદ્દેશીને બોલ્યોઃ– “હરિભાઈ, મેં તને કેટલીયે વાર કહ્યું છે કે આ બન્ને લુચ્ચા છે અને તું તેમનો ત્યાગ કર. પરંતુ તું આંખ આડા કાન કરે છે. તારી માતા સમક્ષ આ શયતાનોએ જ તારી નિંદા કરી હતી. મોંએ તેઓ મીઠાબોલા છે, પરંતુ આંતરિક રીતે તારા હિતશત્રુઓ છે. ફિકર નહિ, અમે તારી મદદમાં ઉભા છીએ ત્યાંસુધી તારે સહજ પણ ચિંતાતુર થવાની જરૂર નથી. ચાલ દોસ્ત, શરાબનો એક પ્યાલો પીજા ! તારી સર્વ ચિન્તા અલ્પ સમયમાં અદૃશ્ય થશે, લેશ માત્ર પણ ભયભીત થવાની જરૂર નથી. આ બન્ને બદમાસો તને કાળાંતરે પણ ધાર્મિક બનાવી દેવાની ઇચ્છાથી જ તારી સાથે નિત્ય ફર્યા કરે છે. ચાલ, જવા દે એમને ! ”

હવે હરિપ્રસાદને આનંદ થયો, તેની મુખમુદ્રા પ્રફુલ્લ થઇ, તે કંઇક બોલવા જતો હતો એટલામાં તેનો પેલો હિતૈષી મિત્ર બોલવા લાગ્યોઃ–“ હરિપ્રસાદ મારી અવગણના ન કર ! માતાના ઉપદેશની

ઉપેક્ષા કરવાથી તારૂં કદાપિ મંગળ થનાર નથી. બસ, હું વિશેષ કંઈ પણ કહેવા ઇચ્છતો નથી. ભાઇ, અમે હવે રજા લઇએ છીએ."

એટલું બોલીને પેલો હરિપ્રસાદનો તે મિત્ર પોતાના બીજા સાથીદારને લઇને ત્યાંથી ચાલતો થયો. ત્યારપછી હરિપ્રસાદ બોલ્યો:— " મને ધાર્મિક બનાવવાના એ દુષ્ટના પ્રયત્નને હું કદાપિ ભૂલી જનાર નથી. જ્યાંસુધી જગતમાં મદિરાદેવીનું અસ્તિત્વ રહે ત્યાંસુધી હું તેનો ત્યાગ કરૂં એવા નિર્બળ મનવાળો નથી. કેમ ખરૂં કે નહિ દોસ્તો ?"

" શાબાશ ! " હરિપ્રસાદના મિત્રોએ તેને અભિનંદન આપતાં કહ્યું. અલ્પ સમયમાં જ એક શરાબનો સીસો આણવામાં આવ્યો, ને તમામ મિત્રો મદિરાપાન કરવામાં લીન બની ગયા.

દરેક જણે મદિરાનો એકેક પ્યાલો પેટમાં પધરાવી દીધો, એટલે હર્ષ પ્રવાહની શરૂઆત થઈ. બીજો પ્યાલો પેટમાં ગયા પછી સર્વની જ્ઞાનશક્તિ નષ્ટ થઇ ગઇ અને તેમની વૃત્તિઓ ઉત્સાહિત થઇ. ત્રીજો પ્યાલો પીવાયા પછી સર્વ ઉન્મત્ત બની ગયા, તથાપિ બદમાશોમાંના કેટલાક હજી પૂર્ણ શુદ્ધાવસ્થામાં હતા. મદિરાદેવીએ હજી સુધી તેમનાપર પોતાનો સંપૂર્ણ અધિકાર જમાવ્યો નહોતો. મધુકર, ચન્દ્રકાન્ત અને રમણચન્દ્ર એ ત્રણે મિત્રો અદ્યાપિ પોતાની શક્તિઓપર કાબુ રાખી શક્યા હતા. થોડીવાર મંડળીમાં શાન્તિનો વિસ્તાર થઇ રહ્યો. ત્યારપછી મધુકર બોલ્યો:—" હરિપ્રસાદ, મને એકવાર તને પ્રેમથી ભેટવા દે ! પ્રભુ તને ચિરાયુઃ કરો ! ભાઈ, સુખી રહે ! "

હરિપ્રસાદ પોતાની પ્રશંસા થતી સાંભળીને આનંદથી નૃત્ય કરવા લાગ્યો.

" હરિપ્રસાદ ! તારી સ્ત્રી અત્યારે ગાયન ગાવા માટે અહિં

આવી હોત તો બહુ આનંદ થાત ! નહિ ?" બીજો મિત્ર બોલ્યો.

હરિપ્રસાદ અત્યારે શુદ્ધિમાં નહોતો. 'આખી છાકટા ટોળી અત્યારે મદિરાના નિશાથી ઉન્મત્ત બની ગઇ હતી. હરિપ્રસાદ એક સ્ત્રીનો હાથ પકડીને બોલ્યોઃ–" ખરી વાત ! એમ જ થવું જોઇએ !" એટલું બોલી રહ્યા પછી હરિપ્રસાદ નૃત્ય કરવા લાગ્યો.

" તારી માતાએ તારાપર જે નિર્દયતા ચલાવી છે તેનો પ્રતિકાર કરવા માટે તેં શું કર્યું ? " ચન્દ્રકાન્ત બોલ્યો.

" અત્યારે તે બાબતની પંચાત જવા દે ! " હરિપ્રસાદ બોલ્યોઃ–" મદિરાગંગા વહે તેનું પાન કરીને તેમાં ડૂબી જાઓ !"

" પંચાત કેમ જવા દેવાય ? " એક ત્રીજો મિત્ર વચ્ચે બોલી ઉઠ્યોઃ–" જો એ પંચાતનો નિકાલ એકદમ નહિ આવે તો આવતી કાલે મદિરાપાનનો અલભ્ય લાભ કેવી રીતે પ્રાપ્ત થશે ?"

" દેવું કરીશ. તેની ચિન્તા રાખવાની જરૂર નથી. " હરિપ્રસાદનું નૃત્ય હજી પણ ચાલુ જ હતું. તે દારૂના ઘેનમાં બોલવા લાગ્યો, " તાધીન્, તાધીન્, તાધીન્, તા—ધી—ન "

" હવે તને નાણાં કોણ ધીરશે ? ઘરાણું ગાંઠું તો સઘળું તેં વેચી નાંખ્યું છે ! હવે તો ખેતરપાદર ગીરો મૂકવા જાય તો માર્ગ છે. પરંતુ તેમ કરવાથી તારી ડોસીને બહુ દુઃખ થશે." મધુકર બોલ્યો.

" અરે ભાઈ એ બધી વાત અત્યારે જવા દો ! " રમણ બોલ્યો.

" ભાઇ, હરિપ્રસાદની માતાને બધાં ઓળખે છે. ખેતર ગીરો મૂકવાની સત્તા હરિપ્રસાદની નથી ! " ચન્દ્રકાન્ત બોલ્યો.

" અરે દોસ્ત, ' દામ કરે કામ અને લૂંડી કરે સલામ. ' રૂપીઆ પાંચસો વેરી દીધા કે કાર્ય પાર પડ્યું જ સ્હમજજે ! " મધુકર બોલ્યો.

" મિત્રો, હું તમને સર્વને મારા જીવન સર્વસ્વ માનું છું. " એટલું બોલતાં બોલતાં હરિપ્રસાદ કૂદકા મારવા લાગ્યો.

" ભાઇ, અમારા પ્રત્યેનો તારો ઉપકાર અનહદ છે. પણ હરિપ્રસાદ તારી માતા બિમાર નથી. તે બધો કાર્યભાર હવે જાતે જ ચલાવવા ઇચ્છે છે કે શું ? "

હરિપ્રસાદને, હવે લેશ માત્ર પણ શુદ્ધિ નહોતી. તે કૂદકા મારવામાં લીન થયો હતો.

"હરિપ્રસાદ તારી માતાની બિમારી મટાડવા માટે મેં એક ઔષધિ શોધી કાઢી છે. " હરિપ્રસાદના હાથ પકડીને તેને જમીનપર બેસાડતાં મધુકર બોલ્યો.

" તું કહે તેટલા પૈસા આપવા માટે હું તૈયાર છું. ખર્ચની બિલકુલ દરકાર નથી." હરિપ્રસાદ મધુકર પ્રત્યે નિશ્ચલ દૃષ્ટિ ફેંકી રહ્યો.

મધુકર રમણ પ્રત્યે આંગળી કરીને હરિપ્રસાદને ઉદ્દેશીને બોલ્યોઃ—"અત્યારે તું રમણની સાથે જા ! તે તને જે ઔષધિ આપે તે તું કાલે બપોરના સમયે તારી માતાને ખવડાવજે ! "

" તમે બન્ને ઔષધિનું નામ જાણતા હોવા છતાં તમે આટલા દિવસ સુધી મને અંધકારમાં કેમ રાખ્યો વારૂ ? તે ઔષધિનું નામ શું ? " હરિપ્રસાદ દીવાનાની પેઠે ઉન્મત્ત સ્વરે બોલ્યો.

" એટલી બધી ઉતાવળ ન કર ! આવતી કાલે સઘળું સમજાશે ! " મધુકર અને રમણ સાથે જ બોલી ઉઠયા.

સ્વલ્પ સમયમાં જ છાકટા ટોળી વિખરાવા લાગી. સૌ પોતપોતાના ઘર તરફ જવા લાગ્યા. નીરાતે વિવશ થઇ ગયેલા એકાદ બે છાકટાઓ ત્યાં જ ઢળી પડયા. હરિપ્રસાદ રમણની સાથે ચાલ્યો ગયો.

રાત્રિના ત્રણ વાગવાનો સમય થયો ત્યારે હરિપ્રસાદ પોતાની

માતા માટેની ઔષધિ લઇને ઘેર આવી પહોંચ્યો. તેણે તે ઔષધિ પોતાના ધોતીઆના છેડે બાંધી રાખી હતી. દારૂના ઘેનમાં ને ઘેનમાં તે પોતાના દિવાનખાનામાં ચાલ્યો ગયો અને અલ્પ સમયમાં જ નિદ્રાધીન થયો.

## પ્રકરણ ૧૮ મું.

### માતૃહત્યા.

વજ્રથી પણ કઠિન અને કુસુમથી પણ કોમળ એવાં માનવ હૃદય જો કળી શકાતાં હોત તો તો લગભગ દરેક મનુષ્ય પોતાના શિરપર આવી પડનારાં સંકટો દૂર કરી શકત, અથવા તો સંકટનો ઉદ્‌ભવ થવા પામે જ નહિ, તેમ કરત. ભૌતિક નિયમોથી ઉદ્‌ભવતી સંકટ પરંપરાને લીધે માનવ મન ચિંતામગ્ન થાય છે. સંકટપરંપરાથી મુક્ત થવા માટે જે જે ઉપાયો યોજવા જોઇએ તેનું જ્ઞાન કાલચક્ર પોતેજ મનુષ્યને કરાવી દે છે. વિશેષતઃ અશિક્ષિત અને ગાફિલ મનુષ્યો જ વિપત્તિ પરંપરાથી વ્યાકુળ બની જાય છે. પરંતુ જ્યાં સુધી મનુષ્ય મન વિષયથી પ્રપૂર્ણ હોય ત્યાં સુધી સાંસારિક વિપત્તિથી તેને બચાવવાનો કયો ઉપાય હોઇ શકે ? અનેક જીવન ચરિત્રનો અભ્યાસ કરીને જ્ઞાનસંપન્ન થયેલા મહાત્માઓ પણ માનવ મનની ગતિનો નિર્ણય કરવામાં અસમર્થ નિવડ્યા છે. ખરી રીતે વિચાર કરીએ તો એટલું તો નક્કી છે કે, મનુષ્યના બાહ્ય વ્યવહાર અથવા તેની પ્રકૃતિપરથી જ તેના મનની ગતિ કળી શકાય જ નહિ. હૃદયમાં હલાહલ વિષ ભરી રાખીને એક મનુષ્ય બહાર અન્ય પ્રકારનો ભાવ પ્રદ-

ર્શિત કરી શકે છે. આવી રીતે જગતમાં કેટલાંયે મનુષ્યો અજ્ઞાનથી ફસાઇ જાય છે અને તેઓ વિષજ્વાળાથી દગ્ધ થઈને નાના પ્રકારનાં દુઃખો ભોગવે છે.

મનુષ્યના કુટિલ મનની પરીક્ષા કરવાનું એકાદ યન્ત્ર હોય તો જગતમાંથી ઘણાં ખરાં સંકટનો અંત સત્વર આવી જાય. જેના હૃદયમાં હલાહલ વિષ ભરેલું હશે તે અમારા આ વચનનું તાત્પર્ય સમજી શકશે. ધાર્મિક, અધાર્મિક, સરળ, કપટી, સુસ્વભાવસંપન્ન અને પ્રાપંચિક એવા એવા નિરનિરાળાં માનવ ચિત્રોની યથાર્થતા સમજાયા પછી મનુષ્ય વિરક્ત બની શકે છે. હૃદયમાં વિષ ધારણ કરીને દુઃખ પામવાથી કેટલાક સંસારને વિષપૂર્ણ–દુઃખમય લેખે છે. સંસારમાં રહેવા છતાં, હૃદયમાં માનાપમાનની લાગણી હોવા છતાં, જગતમાં પોતાના અનેક શત્રુઓ હોવા છતાં પણ જે પોતાના હૃદયમાં વિષ–ઇર્ષ્યા ધારણ કરતો નથી અથવા કોઇના તરફ પ્રતાહણા પૂર્વક વર્તતો નથી અથવા તેવું કરવાની ઇચ્છાને અંતરમાં સ્થાન સુદ્ધાં દેતો નથી તે મનુષ્યને જ ધન્ય છે ! બાહ્યાંતર વૃત્તિઓને જે સમાન સ્થિતિમાં રાખી શકે છે તે મનુષ્ય જ ધન્યવાદને પાત્ર છે. અમે હૃદયમાં વિષ–મત્સર ધારણ કરનારા પામર મનુષ્યો–એવા સંસાર વિરક્ત પુરૂષોની પદરજ અમારા શિરપર ચડાવવા માટે સર્વદા ઉત્સુક રહીએ છીએ.

રાત્રિ વ્યતીત થઈ ગઇ. પ્રભાતનો બાલરવિ પોતાના રંગબેરંગી કિરણો ભૂમિપર ફેંકવા લાગ્યો. હરિપ્રસાદની માતાએ શય્યાનો ત્યાગ કર્યો અને પોતાના નૂતન કર્ત્તવ્યમાં મગ્ન થઇ ગઇ. હરિપ્રસાદ હજી નિદ્રસ્થ હતો.

અલ્પ સમયમાં જ એક મનુષ્ય હરિપ્રસાદના ગૃહ પાસે આવી પહોંચ્યો. તેણે હરિપ્રસાદનું ગૃહ બંધ હોવાથી બહારથી બુમો પાડવા

માંડી, પરંતુ જમાદારે દ્વાર ઉઘાડવાની સાફ ના પાડી. આવનાર મનુષ્ય કંટાળીને બોલ્યો:-" અરે ભાઇ, મારે હરિપ્રસાદભાઇ સાથે કેટલીક અગત્યની વાતચિત કરવાની છે. "

જમાદારે અંદરથી ઉત્તર આપ્યો:-" ભાઇ અત્યારે નિદ્રાધીન થયા છે. હું તેમને જાગ્રત કરી શકીશ નહિ. આજથી તમે અહિં આવવા જવાની આશા ત્યજી દેજો ! ભાઇનાં માતુશ્રીએ તેમના કોઈ પણ મિત્રને ઘરે નહિ આવવા દેવાની મને આજ્ઞા આપી છે."

" મારે બીજું કંઇ કામ નથી. " પેલો મનુષ્ય બહાર ઉભો ઉભો બોલવા લાગ્યો:-" હું કવિ છું. ભાઇની પ્રકૃતિ ગઇ કાલે સહજ અસ્વસ્થ હતી, અને તેથી જ આજે હું તેમની તબિયતના સમાચાર જાણવા માટે તેમ જ તેમને ઔષધિ આપવા સારૂ આવ્યો છું. દ્વાર ઉઘાડો ! હું તમને ભાઇ પાસેથી ઇનામ અપાવીશ."

હવે જમાદારની ખાત્રી થઈ કે આ મનુષ્ય હરિભાઈનો કોઇ મિત્ર જ હોવો જોઈએ. તેણે ઉત્તર આપ્યો:-" હરિભાઇનાં માતુશ્રીની પરવાનગી સિવાય હું દ્વાર ઉઘાડી શકીશ નહિ. "

હરિપ્રસાદનો મિત્ર હવે નિરાશ થયો. તે કંઈ પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલતો થયો.

શય્યાનો ત્યાગ કર્યા પછી નિત્યક્રમ આટોપીને હરિપ્રસાદની માતા ગુરૂદેવની પૂજા કરતી; પરંતુ આજે સાંસારિક ખટપટમાં નિમગ્ન થવાથી તે પોતાનું આ મુખ્ય કાર્ય વિસરી ગઇ.

હરિપ્રસાદે પોતાની માતાને ગઈ કાલે રાત્રિએ આણેલી ઔષધી યથાસમયે ખવડાવી દીધી.

ગુરૂદેવની પૂજા કરવાનું આજે પોતાનાં સાસુ વિસરી ગયાં હતાં એમ જાણીને શારદાને આશ્ચર્ય લાગ્યું. તેનું મન સંશયગ્રસ્ત

થયું. તે ગુરૂદેવના ઓરડામાં ગઇ અને તેમનાં ચરણોમાં નમી પડી. ત્યાર પછી શારદાએ ગુરૂદેવને ગત રાત્રિએ બનેલી ઘટના નિવેદન કરી.

ગુરૂદેવ પણ શારદાની હકીકત સાંભળીને આશ્ચર્યચકિત થયા. થોડા વખત સુધી વિચાર કર્યા પછી તે બોલવા લાગ્યાઃ-" બેટા શારદા ! તું ત્હારા પતિને સુધારવા અસમર્થ છે. આજ દિન સુધીમાં મારા ઉપદેશની અવગણના કરી હોય એવો એક પણ મનુષ્ય મારા જોવામાં આવ્યો નથી. પરંતુ હરિપ્રસાદે મારા પ્રશ્નનો એક વખત પણ સદુત્તર આપ્યો હોય એમ મને સાંભરતું નથી. હું તો અહિંઆથી ક્યાર-નોયે ચાલ્યો ગયો હોત. શ્રી કાશી ધામથી હું અહિં આવ્યો ત્યારથી જ એક સ્થળે ચિરકાળ પર્યંત નિવાસ નહિ કરવાનો મારો સંકલ્પ હતો. પરંતુ અહિં આવ્યા પછી તારી શ્રદ્ધા તેમજ તારી સાસુના અત્યાગ્રહને હું અમાન્ય કરી શક્યો નથી. શારદે ! મને લાગે છે કે આ ગૃહનું હવે સત્યાનાશ વળવા બેઠું છે. પરંતુ ઉપાય શો ? કાળના પરિવર્ત્તનશીલ ચક્રની સામે થવા માટે કોણ સમર્થ છે ?"

શારદાના નેત્રદ્વયમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તે ગદ્‌ગદ્‌ કંઠે બોલીઃ- " પ્રભુ, મારા પતિને સુશીલ બનાવવાનો હવે કંઈ પણ ઉપાય નથી કે ? મારી સાસુએ ઘડેલી યોજના પણ નિષ્ફળ નિવડશે કે ?"

" અજવાળી તો પણ રાત્રિ !" ગુરૂ મહારાજે એટલું બોલીને દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો અને પછી પુનઃ બોલવા લાગ્યાઃ-" બેટા શારદે ! ગમે તેમ તો પણ તમે સ્ત્રી જાતિ ! મનુષ્યનું કુટિલ મન તમે શી રીતે કળી શકો ? તારો પતિ હવે પાપની પ્રતિમૂર્તિ બની ગયો છે. તે જેની સલાહ પ્રમાણે વર્તે છે તે એક દુરાચારી મનુષ્ય છે. તમારા પ્રયત્નનું શું પરિણામ આવશે તે કંઈ કહી શકાતું નથી. ઈશ્વર કોને, ક્યારે સદ્‌વર્ત્તનશીલ બનાવશે તે કંઇ કહી શકાય નહિ. બેટા ! તારા

નશીબમાં ગમે તેટલું દુઃખ લખાવાયું હોય તો પણ ત્હારે ભય પામવાની આવશ્યકતા નથી. ઇશ્વર સૌ સારૂં જ કરશે.”

**શારદાએ** હસ્તદ્વય જોડીને પુનઃ ગુરૂદેવને ચરણે પોતાનું શિર નમાવ્યું. પોતાની સાસુ ગુરૂદેવની પૂજા જેટલી શ્રદ્ધાથી કરતી હતી, તેથી સહસ્ત્રગણી શ્રદ્ધાથી **શારદા** ગુરૂદેવની સેવા કરતી હતી. ગુરૂદેવ નભોમંડળ પ્રત્યે દૃષ્ટિ ફેંકતાં પુનઃ બોલવા લાગ્યાઃ—

“ હે દેવાધિદેવ! સરલહૃદયા **શારદાની** પ્રાર્થનાનો સ્વીકાર કર! આ જગતમાં પોતાની પૂજા કરાવવાનો અધિકાર કોઇ મનુષ્યનો છે જ નહિ. પરંતુ વસ્તુતઃ જો એ પદ્ધતિનો વિસ્તાર થવા પામે તો મનુષ્યો ભક્તિશૂન્ય બની જાય! પ્રભુ, અન્ય જનો મારી પૂજા કરે છે તે તું તારી જ માની લેજે! પૂજા ગ્રહણ કરવાનો અધિકાર તારો છે. ભક્તવત્સલ ભગવાન! મારી પાપીની આટલી મનઃકામના પૂર્ણ કર! સતી સાધ્વી **શારદાનું** મન તું તારા પ્રત્યે વાળી લે એટલી જ મારી નમ્ર અભ્યર્થના છે. હે હૃદયવિહાર હરિ! તું હૃદયની સ્થિતિ સારી રીતે જાણી શકે તેમ છે. ત્હને વિશેષ શા માટે વિનવું?”

ગુરૂદેવે પુનઃ નેત્રો ઉઘાડયાં અને જોયું તો **શારદાના** નયનજળથી પોતાના પગ ભીંજાઇ ગયા હતા. તેણે પોતાનું માથું હજી ગુરૂ દેવનાં ચરણોમાં નમાવી રાખ્યું હતું. ગુરૂદેવે **શારદાના** મસ્તકપર પોતાનો હાથ મૂક્યો અને બોલ્યાઃ—“ શારદે! દીર્ઘાયુ ભવ!”

**શારદા** ઉંચું મ્હોં કરીને કરૂણ સ્વરે બોલીઃ—“ કૃપાળુ! અમારો ત્યાગ ન કરો! આપનાં દર્શનથી અમારા સર્વ સંકટો દૂર થયા છે. આપ ચાલ્યા જશો તો અમારી શી વલે થશે? પ્રભુ અમારો ત્યાગ ન કરો!”

શારદા જયારે આ પ્રમાણે ગુરૂદેવની પુજામાં લીન થઈ હતી

ત્યારે ગૃહના ભાગમાં એક જૂદા જ પ્રકારનો બનાવ બની રહ્યો હતો. એકાએક શારદાએ અને ગુરૂદેવે એક કારમી ચીસ સાંભળી. તેઓ બન્ને વ્યગ્ર ચિત્તે જ્યાંથી બૂમ સંભળાઇ ત્યાં દોડતે પગે નાઠા. તેઓ જઇને જૂએ છે તો હરિપ્રસાદની માતા તરફડીઆં ખાતી હતી. તે અત્યારે મૃત્યુની યાતના ભોગવતી હતી. એક દાસી ઘરની બહાર નીકળી પડી અને પાડોશી આડોશીને બોલાવી લાવી. જમાદાર ચિન્તાતુર થઇને વૈદ્યને બોલાવી લાવવા સારૂ દોડધામ કરવા લાગ્યો. એક સિપાઇ માન્ત્રિકને બોલાવી લાવવા સારૂ ગયો. દિવાનજી હકીમને બોલાવવા સારૂ દોડતા ગયા. હરિપ્રસાદ આ બધી ઘટના આશ્ચર્ય પામતો જોઇ રહ્યો હતો. અદ્યાપિ તેના હૃદયમાં કોઇ પણ પ્રકારનો સંશય ઉદ્ભવ્યો નહોતો. તેના મનમાં નિરાંત હતી. કવિરાજે તેને કહ્યું હતું કે જે ઔષધિ આપવામાં આવી હતી તેનાથી દર્દીને બે ઘટિકાપર્યંત મૃત્યુયાતના જેટલું કષ્ટ ભોગવવું પડશે પરંતુ પાછળથી દર્દીને આરામ થશે. અને તેમ થાય તો જ દર્દ ઓછું થશે એવી હરિપ્રસાદની ખાત્રી હોવાથી તેને પોતાની માતાની આવી સ્થિતિ બદલ વિશેષ ચિન્તા થવા લાગી નહિ. પરંતુ નોકર ચાકરો ગભરાટથી આમતેમ ન્હાસભાગ કરવા મંડયા હતા એ જોઇને હરિપ્રસાદ અધિક આશ્ચર્ય પામ્યો.

અલ્પ સમયમાંજ માંત્રિક, વૈદ્ય, હકીમ વગેરેના આગમનથી ઘર ભરાઇ ગયું. દર્દીની સ્થિતિ જોઇને સૌ નિરાશ થઇ ગયા. હકીમે દર્દીની નાડી તપાસીને કહ્યું: " દર્દીના શરીરમાં વિષની અસર સંપૂર્ણ રીતે થઇ ચૂકી છે. હવે ઉપાય નથી. "

" પણ હજી મારો પ્રયત્ન કરવાનો સમય હાથથી નથી ગયો !" માન્ત્રિક વચ્ચેજ બોલી ઉઠયો.

દર્દીને ઔષધિ અપાઈ અને મંત્રોચ્ચાર શરૂ થયા. શારદા

સજળ નેત્રે ગુરૂદેવ પ્રત્યે જીજ્ઞાસાપૂર્વક જોવા લાગી. ગુરૂદેવ પોતાની પાસે આવી પહોંચ્યા હતા એવી ખબર પડતાંની સાથે જ જો કે અત્યારે હરિપ્રસાદની માતા બેશુદ્ધ જેવી સ્થિતિમાં હતી તોપણ તેણે ગુરૂદેવને વંદન કર્યું અને અચકાતાં અચકાતાં બોલવા લાગીઃ–"પ્રભુ, હું અપરાધિની–પાપિણી છું. આજે મેં આપની પૂજા કરી નથી. મારો હરિપ્રસાદ જ કાળો ના......ગ...છે. પ...ણ દે...વ, ક્ષમા કરો–અજ્ઞાન છું. અરેરે !" હરિપ્રસાદની માતા થોડી વાર વિશ્રામ લીધા પછી પુનઃ બોલવા લાગીઃ–" દુષ્ટ લોકોની શીખવણીથી મારા પુત્રે મને વિષ ખવડાવ્યું છે. પણ તેને ક્ષમા કરો, પ્રભુ ! ગુરૂદેવ ! મને આપના ચરણમાં સ્વીકારીને મારા સંતપ્ત હૃદયને શાન્ત કરો !"

" આપને કંઇ સૂચના કરવી છે ?" હરિપ્રસાદની માતા પાસે જઇને દિવાન બોલ્યો.

" તે બધુંયે મારી પ્રિય પુત્રી......શારદાનું જ ! ગુરૂદેવ, હકીમજી, વૈદરાજ તમારી સાક્ષિ છે. મારી બધી સંપત્તિની માલિક હું મારી શારદાને બનાવું છું. જાઉં છું......દે...વ...મરૂં...છું. શાન્તિ... ગુરૂ ..દે...વ...ગુ...રૂ...ક્ષમા...ક્ષ.–"

ગુરૂદેવની મુખમુદ્રા ગંભીર બની ગઇ. તે બોલ્યાઃ–"શું એક મનુષ્ય તમને ક્ષમા કરી શકશે કે ? મનુષ્યને ગુણદોષની શી પરીક્ષા હોય ! જૂઓ, દેવનો મંગળ હાથ તમને બોલાવે છે, જાઓ, પતિપરાયણા સાધ્વી ! અનંતધામમાં નિવાસ કરો ! ત્યાં જવાથી તમારે પતિવિયોગ સહન કરવો નહિ પડે ! અમે નરકના કીડા ગુણદોષની શું પરીક્ષા કરી શકીએ તેમ છીએ ? ત્યાં જાઓ. ત્યાં દુઃખનું નામ પણ નથી. તમે પવિત્ર છો–પાપરહિત છો. હું તમને ક્ષમા આપનાર કોણ ? પ્રભુ તમારૂં કલ્યાણ કરો ! તમને શાન્તિ આપો !"

ગુરૂદેવનું છેલ્લું વાક્ય પૂર્ણ થાય તે પહેલાં તો હરિપ્રસાદની માતાનો અમર આત્મા આ નશ્વર જગતમાંથી ચાલ્યો ગયો હતો. સંસાર આવો ક્ષણભંગુર છે.

માતાના મૃત્યુથી હરિપ્રસાદને વજ્રઘાત જેટલું દુઃખ થયું. તે ચિન્તામગ્ન થયો. દુઃખ, શોક અને ઉદ્વેગ ત્રણે સાથે મળીને તેનું હૃદય હચમચાવી મૂકવા લાગ્યાં. તેણે એક વાર ચોમેર દૃષ્ટિપાત કર્યો. ત્યાં તેનો એક પણ મિત્ર તેના જોવામાં આવ્યો નહિ. " અરરર, મેં મૂર્ખાએ આ શું કર્યું ? દુષ્ટોના ઉપદેશથી મેં મારી માતાનું ખૂન કર્યું ! " આવા વિચારો તેના હૃદયમાં ઉદ્‌ભવવા લાગ્યા. હરિપ્રસાદની માતાનું મૃત્યુ થવાથી ઘરમાં રડારોળ થઇ રહી. પરંતુ આ ગરબડનો લાભ લઈને હરિપ્રસાદ ગુરૂદેવ સહિત અલ્પ સમયમાં જ અદૃશ્ય થયો. તેમ કરવામાં તેનો શો ઉદ્દેશ હશે ?



# પ્રકરણ ૧૯ મું.

## ગુરૂકૃપા.

સુધન્વા તેલમાં નાખી, ઉગાર્યો એહને જેણે,
પ્રથમ નિર્વંશ નરસિંહને, કરી સ્થાપ્યો અમર તેણે;
વળી વિષપાન મીરાંને, કરાવીને કસી જોઇ,
પરીક્ષાઓ દીધા વિના, ન શાન્તિ પામતું કોઇ.

જગતમાં ઘટનામય જીવનપ્રવાહ અવ્યાહત રીતે વહ્યાં કરે છે. એક ઘટના અનેક ઘટનાઓને જન્મ આપે છે. આ નિરવ જગતમાં એક ઘટના વિલીન થાય તે પૂર્વેજ બીજી ઘટના ઉત્પન્ન થાય છે. જીવન-સ્રોતના વહનની સાથે પ્રત્યેક ઘડીયે, પ્રત્યેક દિવસે, પ્રત્યેક મહિને, અને પ્રત્યેક વર્ષે અનેક ઘટનાઓનો ઉત્પત્તિવિનાશ થયાં કરે છે. જે સ્થળે એક મહાન્ રાજમહાલય હોય છે તે સ્થળ નિર્જન બની જાય છે, અને જે સ્થળે સુંદર સરોવર હોય છે તે મરૂભૂમિ બની જાય છે, રાજા ભિખારી બની જાય છે, સંસારી સંન્યાસી બની જાય છે, ગૃહસ્થ વાનપ્રસ્થાશ્રમી બની જાય છે. સમયના વહન સાથે ઘટનાચક્ર અનેક આશ્ચર્યજનક પ્રકારોને જન્મ આપે છે. મરૂભૂમિ વારિધિ બની જાય છે, રંક સિંહાસનારૂઢ થાય છે. કલ્પનાસૃષ્ટિનું સામ્રાજ્ય કર્તવ્ય-મર્યાદામાં દૃષ્ટિગોચર થાય છે, અશક્ય વસ્તુ જગતમાં શક્યરૂપે દેખાય છે. આ બધા અવનવા ફેરફારો ઘટનાચક્રને લીધેજ ઉદ્ભવે છે, અને તેમ થવુંજ જોઇએ એવો સૃષ્ટિનિયમ છે. ઘટનાચક્રનો વિનાશ કરીને માનવજીવન-સમાજજીવનનું ભાવિ પરિવર્તન અટકાવવા માટે કોણ સમર્થ છે?

ગુરૂદેવ હરિપ્રસાદને સાથે લઇને અનેકાનેક તીર્થસ્થળ ફર્યા. માતૃહત્યા કરનાર હરિપ્રસાદનો પત્તો સરકારને લાગ્યો જ નહિ. સરકારે હરિપ્રસાદનું નામ, ઠામ, તેના ચ્હેરા વગેરેની નિશાનીઓ દેશના તમામ વિભાગના પોલિસખાતાને જણાવી દીધી, પરંતુ ગુરૂદેવની કાર્યદક્ષતાને લીધે હરિપ્રસાદને કોઇ પકડી શક્યું નહિ. આ પ્રમાણે એક વર્ષ વ્યતીત થઈ ગયું. હવે સૌને હરિપ્રસાદની વિસ્મૃતિ પણ થવા લાગી, પોલિસખાતાના અધિકારીઓની દૃષ્ટિમાંથી પણ હવે હરિપ્રસાદના નામનું મહત્વ ઓછું થવા લાગ્યું. કારણ કે હરિપ્રસાદવાળો બનાવ બન્યા પછી પોલિસ અધિકારીઓના હાથમાં એના કરતાં પણ વિશેષ મહત્વના કેસ આવી ચૂકયા હતા. ગુરૂદેવના સંસર્ગમાં લગભગ એક વર્ષ જેટલો સમય પસાર થવાથી હરિપ્રસાદમાં ઘણું જ પરિવર્તન થઇ ગયું. તેણે મદ્યપાન અને માંસાહાર નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી. તેના ઉન્મત્ત બની ગયેલા મનોવિકારો ધીમે ધીમે અંકુશમાં આવવા લાગ્યા, પોતાના પૂર્વના પાપાચરણોનું સ્મરણ થતાં હરિપ્રસાદના અંતરમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. સહજોત્પન્ન નરકયાતના સમાન પશ્ચાત્તાપ–આત્મનિંદાથી દગ્ધ થએલા હરિપ્રસાદને ભૌતિક આકાંક્ષા, યશ, કીર્તિ વગેરે સર્વ વિસારે પડવા લાગ્યાં. તે પોતાના મનમાં વિચાર કરતો કે:–" હવે તો હું મારૂં અવશેષ આયુષ્ય ગુરૂદેવની સેવામાં જ વ્યતીત કરીશ. ગુરૂદેવના ચરણસ્પર્શનો અલભ્ય લાભ પામીને હું પાપમુક્ત થઇશ. " સારાંશ કે આ પ્રમાણે હરિપ્રસાદ દિનપ્રતિદિન ગુરૂદેવની સેવામાં વધારે નિમગ્ન થતો ગયો.

ગુરૂદેવને માનવસ્વભાવનું યથાર્થ જ્ઞાન હતું. કોઇ પણ પ્રસંગે મનુષ્ય ભ્રષ્ટ થાય છે એ વાર્તા ગુરૂદેવ સારી રીતે રીતે જાણતા હતા. જ્યારે હરિપ્રસાદના દુર્દમનીય રિપુઓ તેની સ્વાધીનતામાં આવવા લાગ્યા,

જ્યારે હરિપ્રસાદ પોતાના દુષ્કૃત્યોને ધિક્કારવાનું શીખવા લાગ્યો. ગુરૂદેવની ખાત્રી થઈ કે સમયના વહન સમયે હરિપ્રસાદના અંતરમાં ધર્મજીજ્ઞાસાનો ઉદ્‌ભવ થશે જ. પરંતુ હરિપ્રસાદ અશિક્ષિત હોવાથી જો તે અજ્ઞાન ભક્ત જ રહેશે તોપણ તે અવશ્ય સામાન્ય ભકતોની પેઠે ધર્માચરણ તો કરશે જ, એવી ગુરૂદેવની ખાત્રી થવા લાગી. તે વિચારવા લાગ્યા:-"તેના જીવનને નવું વલણ આપીને મેં હરિપ્રસાદને આટલે દૂર આણ્યો ! હવે જો હું તેને આમ અધવચ લટકતો રાખું તો કનિષ્ટ ધર્મનું આચરણ કરીને તે દુઃખ પામશે. એકાદ સામાન્ય મનુષ્યને પણ સદ્ધર્મનું હું જ્ઞાન નહિ આપી શકું, જો હું તેનો ઉદ્ધાર ન કરી શકું તો મારા જીવનનો ઉપયોગ પણ શો ?" આ પ્રમાણે ગુરૂદેવે હરિપ્રસાદને જ્ઞાનની ઉચ્ચ સ્થિતિએ મૂકવાનો પોતાના મનમાં સંકલ્પ કર્યો. શ્રીકાશીક્ષેત્રમાં આવ્યા પછી ગુરૂદેવે પોતાના મિત્રવર્ગની સહાયથી હરિપ્રસાદને માત્ર પાંચ વર્ષના શ્રમથી સંસ્કૃત પંડિત બનાવી દીધો. ન્યાય, અલંકાર, વ્યાકરણ, કાવ્યાદિમાં હરિપ્રસાદની દિન પ્રતિદિન પ્રગતિ થવા લાગી; અને ભક્તિ તેમ જ જ્ઞાનના ભેગા બળથી કેવળ ઇશ્વરધ્યાનમાં જ જીવન વ્યતીત કરવાની ઇચ્છા હરિપ્રસાદના અંતરમાં ઉદ્‌ભવી.

અધ્યયનનો કાળ પૂર્ણ થયો. ગુરૂદેવે હરિપ્રસાદને એક વર્ષ ધાર્મિકચર્ચા કરવાની આજ્ઞા કરી. ઇશ્વરની કૃપાથી હરિપ્રસાદને ગુરૂદેવે યોગસાધનાનું પણ દર્શન કરાવી દીધું, ત્યારપછી એક દિવસ ગુરૂદેવે હરિપ્રસાદને કહ્યું:-"હરિ ! બેટા ! હવે તું સંસારમાં જા! પ્રલોભનમય સંસારમાં જો તારો આત્મજય નહિ થાય તો તું ધ્યાનાભ્યાસ કરી શકીશ નહિ. હજી તો માત્ર ધર્મમંત્રની દીક્ષા જ તને અપાઇ છે. હજી તું ધર્મસાધનાની યોગ્યતા પૂર્ણપણે પ્રાપ્ત કરી શક્યો

નથી. સંસારાસક્તિથી મુક્ત થયા સિવાય મનુષ્ય કૈવલ્યપ્રાપ્તિ કરી શકતો નથી. માટે તું એક વાર સંસારમાં જા ! ત્યાં જ તારા જીતેન્દ્રિયની પરીક્ષા થશે. એ પરીક્ષામાં વિજય પ્રાપ્ત કરીને તું પુનઃ મારી તરફ પાછો ફરજે ! ”

ગુરૂદેવનાં વાક્યો સાંભળીને હરિપ્રસાદ આશ્ચર્ય પામતો બોલ્યોઃ– “ નહિ નહિ; હવે હું સંસારમાં જઇશ નહિ, હું આપને ત્યજીને જઇ શકીશ નહિ, અહિંજ મારી પરીક્ષા કરો ! સંસારથી દૂર રહેવામાં જ હું આનંદ માનું છું. ”

ગુરૂદેવ હરિપ્રસાદને આશ્વાસન આપતાં બોલ્યાઃ-“ બેટા ! સંસારમા જા ! મોહક વસ્તુ દૂર હોવાથી તારૂં મન આધીનતામાં છે. પાપ, મોહમાયા, એ બન્ને વસ્તુ દૂર હોય ત્યાં સુધી મનુષ્ય જિતેન્દ્રિય રહી શકે છે. પરંતુ સંસારમાં રહેવા છતાં પણ જે માયાથી પર રહી શકે છે તે જ ધર્મસાધના માટે યોગ્ય ગણાય છે. સંસારથી દૂર હોવાને લીધે તું અત્યારે સ્વાધીન મનવાળો છે, પરંતુ સંસારમાં રહીને પણ તું ઇન્દ્રિયસ્વામી થઇ શકીશ, ત્યારે જ તું ધર્મસાધના માટે યોગ્ય થઇ શકીશ. જ્યાં સાંસારિક પ્રલોભન નથી, જ્યાં પાપની મોહકારિણી મૂર્તિનો પરિચય નથી, ત્યાં તો સૌ કોઇ જિતેન્દ્રિય રહી શકે, પરંતુ તે ધર્મસાધનાના અધિકારી થતાં નથી. બેટા ! ગભરાઇશ નહિં. સંસારમાં જા ! આજથી ચાર વર્ષ પછી મને પુનઃ મળજે ! ”

“ પ્રભુ, આપ પણ મારી સાથે ચાલો ! આપના સિવાય મારી પરીક્ષા કોણ લેશે ? ” હરિપ્રસાદ સજળ નયને બોલ્યો.

“ તારી બુદ્ધિ તારી પરીક્ષા કરશે ! ” ગુરૂદેવ બોલ્યા. “ મારૂં શું કામ છે ? મેં ત્રણ વર્ષ સુધી સંસારમાં ભ્રમણ કર્યું છે. હવે એક વર્ષ સંસારમાં રહીશ અને જો આસક્તિથી બંધાઈ નહિ જાઉં તો

પછી પર્વતપ્રદેશમાં ચાલ્યો જઇશ. તું મને હિમાલયના શિખર ઉપર આવીને મળજે !"

"પ્રભુ, હું આપની પાસે કેટલીયે મુદત થયાં છું, છતાં પણ અદ્યાપિ મારી પરીક્ષા લેવાનું બાકી રહ્યું છે કે ?" હરિપ્રસાદ આશ્ચર્ય પામતો બોલ્યો.

"તારી સાથે હતો ત્યાં સુધી હું પ્રલોભનથી દૂર હતો. તે પહેલાં હું પ્રલોભનમય સંસારમાં ત્રણ વર્ષ સુધી ભમ્યો. પરંતુ મારૂં એક પણ વર્ષ નિષ્ફળ ગયું નથી ! હવે એક વર્ષ સુધી પ્રલોભનમય સંસારમાં ભ્રમણ કરૂં એટલે મારી પરીક્ષા સંપૂર્ણ થઇ."

"એક પણ વર્ષ નિષ્ફળ નિવડયું નથી એટલે શું મહારાજ ?"

"મારા ગુરૂજીએ વિચાર કરીને મને ચાર વર્ષ સુધી ભ્રમણ કરવાની આજ્ઞા કરી હતી. એ ચાર વર્ષમાંના એક પણ દિવસે જો હું ભ્રષ્ટ થાઉં તો મારૂં વર્ષ નિષ્ફળ ગણાય એવી મારા ગુરૂની આજ્ઞા હતી."

"મને પણ એવી જ આજ્ઞા કરવામાં આવી છે કે ?"

"હા; પરંતુ ભયભીત થવાની આવશ્યકતા નથી. મારાથી ત્રણ વર્ષમાંના એક પણ દિવસે ભ્રષ્ટ થવાયું નથી. હરિ ! જા, સંસારમાં નિર્ભયમણે જા !"

"ક્યાં જાઉં ?"

"જ્યાં પાપનો નિવાસ વિશેષ પ્રમાણમાં હોય ત્યાં જા ! પ્રથમ તું તારા ઘેર જા ! કારણ કે આસક્તિ સર્વ અનિષ્ટનું મૂળ છે. સંસારમાં બધી આસક્તિ કરતાં સ્વજનની આસક્તિનો ત્યાગ કરવો એ કાર્ય ઘણું દુષ્કર છે."

"ઘરબારનો તો મેં ત્યાગ કર્યો જ છે ? હવે મારે તેનું શું કામ છે ?"

"ઘરબાળેનો ત્યાગ કરવાથી કંઇ જ વળે નહિ. ગૃહમાં રહેવા છતાં પણ આસક્તિશૂન્ય બનવું જોઇએ !"

"પણ મને ઘેર જવાના માર્ગની પણ ખબર નથી.

"હું તારી સાથે આવીને તને વીરપુરની નજીકમાં મૂકી જઇશ. ત્યાંથી તું તારા ઘેર જજે અને હું અન્યત્ર ગમન કરીશ."

"હું માતૃઘાતી છું. ઘેર જવાથી મને પોલિસ પકડી જશે તો ?"

"એ બાબતની ચિન્તા ન કર ! ભાવિ વિપત્તિઓનો વિચાર કરવા મંડી જવાથી મનુષ્ય કાર્યદક્ષ થઇ શકતો નથી. જો તને કેદ કરવામાં આવશે તો બંદીખાનું જ તારૂં પરીક્ષાસ્થળ થશે. જો તેમ કરતાં મૃત્યુની સજા થાય તો મૃત્યુ જ તારી પરીક્ષા સમજજે ! ભયને દૂર કર અને સંસારમાં નિડરતાથી પ્રવેશ કર ! ધાર્મિકના શરીરને સ્પર્શ કરવાનું સામર્થ્ય કોનામાં છે ?"

પાઠક ! બીજે જ દિવસે ગુરૂદેવે હરિપ્રસાદને સાથે લઇને વીરપુર તરફ પ્રયાણ કર્યું. ગુરૂકૃપાનો મહિમા કેવો અગમ્ય છે !



# પ્રકરણ ૨૦ મું.

## ગુરૂકર્ત્તવ્ય.

માનવજીવન કેવળ અધ્યયન માટે જ છે. વિવિધ અવલોકનો કરીને તેને સાર ગ્રહણ કરવાનો છે. હંસ સરોવરમાંના જળનો ત્યાગ કરીને પોતાને યોગ્ય આહાર શોધી કાઢે છે. આજ પ્રમાણે સંસારમાં રહેવા છતાં પણ જીવનસરોવરમાંની અસાર વસ્તુનો ત્યાગ કરીને જે માનવહંસ ઈષ્ટ વસ્તુનો સાર ગ્રહણ કરી શકે છે, તેજ ધર્મનો અધિકારી થઇ શકે છે. જેઓ માત્ર પોતાના જ ઉદરપોષણ માટે રાત્રિદિવસ મચ્યા રહે છે તેમને સંસારમાંની ઉત્તમ વસ્તુ શી રીતે ઓળખાય ? તેમનું જન્મસ્થાન અને મૃત્યુસ્થાન નરક જ હોય છે. જેમણે કદાપિ અમૃત શોધવાનો પ્રયત્ન કર્યો જ નથી તેમને તે વસ્તુ અપરિચિત જ રહે. મધુમક્ષિકા જેમ સર્વ પુષ્પોમાંથી મધુ સંગ્રહ કરે છે તે પ્રમાણે જે મનુષ્ય શ્રેષ્ટ અને કનિષ્ઠ એવા વિચાર મનમાં નહિ લાવતાં પ્રત્યેક મનુષ્યચરિત્રનો બારિકીથી અભ્યાસ કરે છે તે જ મનુષ્ય ધન્યવાદને પાત્ર છે. જેઓ સાર ગ્રહણ કરવાની વૃત્તિવાળા નથી હોતા તેઓ અસાર વસ્તુમાં ડુબી જાય છે; તેઓ ચિરસ્થાયી સુખને બદલે ક્ષણિક સુખ—અર્થાત્ ચિરસ્થાયી દુ:ખની જ પ્રાપ્તિ કરે છે. અયથાર્થ માનવજીવનની પ્રાપ્તિ કરીને તેઓ મૃત્યુલોકમાં પાપકીટકની પેઠે રહે છે. જગતમાં આપણે કેટલીકવાર કોઈ ધાર્મિક પુરૂષને જોઇએ છીએ. તે પોતાનું જીવન એક સાધુના જેવું ગાળતો હોય છે, પરંતુ સાધુ સંગતિથી મુક્ત થતાંની સાથેજ તે સ્વાર્થપરાયણ બની જાય છે. આશ્ચર્યની વાર્તા તો એ છે કે એવા મનુષ્યો દૂષના સહચર બનીને સ્વર્ગ પ્રાપ્ત કરવાની અભિલાષાવાળા હોય છે. કેટલાક મનુષ્યો એવા હોય છે કે

જેઓ પાપી મનુષ્યોની સંગતિમાં જોડાવાને ઉત્સુક રહે છે. આવા જનોને સાધુજનોની સંગતિની આવશ્યકતા જ લાગતી નથી. આ ઉભય પ્રકારના લોકોના શત્રુઓ ઘણા હોય છે. સ્મરણમાં એટલું જ રાખવાની જરૂર છે કે માનવજીવન અધ્યયન માટે જ છે. એક મનુષ્યને શિક્ષણ લેતાં ન આવડે એવું તિરસ્કારણીય જીવન અખિલ સૃષ્ટિમાં નથી. જે ચરાચર જીવનની ઉપેક્ષા આપણે તિરસ્કારપૂર્વક કરીએ છીએ તે જીવન પણ ઉપદેશરત્નથી એવાં પરિપૂર્ણ થાય છે કે તેવો ઉપદેશ ઉત્કૃષ્ટ જીવનચરિત્રમાંથી પણ પ્રાપ્ત થઈ શકે નહિ. વાત એમ છે કે કોઈ પણ જીવનની ઉપેક્ષા કરવી એ સારૂં નથી. પ્રત્યેક ચરિત્રમાં "પરસ્પરોપયોગી શિક્ષણનો વિભાગ હોય છે એવું જો પ્રત્યેક મનુષ્ય માને તો તે અહંકાર રૂપી પ્રબળ શત્રુના પંઝામાંથી સત્વર મુક્ત થાય. એક ધર્મોપદેશકે કહ્યું છે કે:–" પાપને ધિક્કારો પરંતુ પાપીની ઈર્ષ્યા ન કરો ! " આ વાક્ય બહુ ઉપદેશપૂર્ણ છે. આપણે પાપનો તિરસ્કાર કરીએ છીએ એવું દર્શાવવાની ખાતર જ્યારે પાપી પ્રત્યે ક્રુદ્ધ થઇએ છીએ, ત્યારે પાપીના ચારિત્રમાંના કેટલાક સદ્‌ગુણો પણ જોઇ શકતા નથી. પાપનો તિરસ્કાર કરીને પણ જો આપણે પાપી, દુઃખી, પુણ્યાત્માઓની સાથે પ્રેમપૂર્ણ વર્તન ચલાવીએ તો જ આપણું કલ્યાણ થઇ શકે. પુત્રના અપરાધની ક્ષમા આપીને પ્રેમાળ માતા તેનું લાલનપાલન કરે છે, તેમ પાપીઓને પ્રાયશ્ચિત્ત આપીને તેમનું કલ્યાણ કરવું એજ સાધુ કર્ત્તવ્ય છે. પ્રત્યેક જીવનમાં અનુકરણીય અંશ હોય છે એવો દૃઢ વિશ્વાસ રાખીને, જ્યારે માનવજાતિ, પાપપુણ્ય, દેશ, કાળ અને ધર્મ એ બધાંનો પક્ષપાત વિસરી જઇ, હાથમાં વિશ્વવ્યાપી પ્રેમરજ્જુ ધારણ કરીને માનવચરિત્રનો અભ્યાસ કરવામાં નિમગ્ન થશે ત્યારે જ તે ઉન્નતિશિખરપર સહજમાં આરોહણ કરી શકશે.

પ્રિય પાઠક ! ગુરૂદેવની કૃપાથી હરિપ્રસાદમાં કેવું પરિવર્ત્તન થઇ

ગયું છે તે આપણે ગત પ્રકરણમાં વાંચી ગયા છીએ. પરસ્પરના જીવનનો અભ્યાસ કર્યા સિવાય મનુષ્યની ઉન્નતિ છે જ નહિ એવી ગુરૂજનની દૃઢ ખાત્રી હતી. સિદ્ધાવસ્થા પ્રાપ્ત કર્યા પછી માનવચરિત્રનો અભ્યાસ કરવામાં જ કાળવિક્ષેપ કરવાનો તેણે પોતાના મનમાં દૃઢ સંકલ્પ કર્યો. અસ્તુ.

ગુરૂદેવના પ્રેમપૂર્ણ હૃદયનો પરિચય વાંચકોને મળી ચૂક્યો છે. અમે તો માત્ર તેમના ઉપદેશનાં અલ્પસ્વલ્પ અંશનું સ્પષ્ટિકરણ કરવાનો યત્ન આ પ્રકરણમાં કર્યો છે. ખરેખર આવા જ આચાર્યો અત્યારે ભારતવર્ષમાં હોય તો આપણા અને મોક્ષની વચ્ચે બહુ જ થોડું અંતર સંભવે. એમાં શું આશ્ચર્ય હોઈ શકે ?



# પ્રકરણ ૨૧ મું.

## પુનરાગમન.

કેવી આશ્ચર્યની વાર્ત્તા ! બિચારી **શારદા** જે પતિને કુસુંગતિ તેમ જ મદિરાપાનના વ્યસનથી મુક્ત કરી શકી નહિ તે જ પતિ ગુરૂદેવની કૃપાથી સંસારની આસક્તિનો ત્યાગ કરીને અનાસક્ત થયાની પરીક્ષા આપવા પોતાની મેળે પોતાના ગૃહ તરફ પાછો ફર્યો. જ્યારે **હરિપ્રસાદ** પોતાના દેશ તરફ આવવા સારૂ નીકળ્યો ત્યારે તેને પોતાની પત્ની **શારદા**નું સ્મરણ થયું. **શારદા** પ્રત્યે ચલાવેલું નિષ્ઠુર વર્તન તેને યાદ આવવા લાગ્યું. પોતાનાં પાપાચરણો તેની દૃષ્ટિ સન્મુખ મૂર્તિમંત થયાં. પૂર્વસ્મૃતિને લીધે તેનું હૃદય દુઃખિત થવા. લાગ્યું, પત્નીનું સ્મરણ થવાથી **હરિપ્રસાદ**નું હૃદય ભરાઇ આવ્યું ને પોતાના મનમાં વિચારવા લાગ્યો કે:–“ **શારદા**નો મેળાપ થતાંની સાથે જ હું તેને મારૂં પરિવર્તન બતાવી શકીશ, આથી તેને 'કેટલો, બધો સંતોષ થશે ? ” **હરિપ્રસાદ** આવા વિચારોને આધીન હતો એવામાં ગુરૂદેવ બોલ્યા:–“ **હરિનારાયણ**, તેં તારી પત્નીને 'બહુ દુઃખ દીધું છે ! તું તેને હવે શો ઉત્તર આપીશ ? ”

“ હું તેની દીનભાવે ક્ષમા માગીશ ! ” **હરિપ્રસાદ** લજ્જા પામતો બોલ્યો.

ગુરૂદેવને સંતોષ થયો, તે બોલ્યાં:–“' માનવજીવનનો અભ્યાસ. કર ! સેંકડો પુસ્તકો વાંચવા કરતાં પણ એ અનુભવથી વધારે જ્ઞાન. પ્રાપ્ત કરી શકાય છે. **શારદા** એક અલૌકિક સ્ત્રી રત્ન છે. ત્હેં એ રત્નને પગ નીચે છુંદી નાંખીને જ માત્ર નિહાળ્યું છે, તે સમયે

તને મારો ઉપદેશ તુચ્છ લાગતો હતો. પ્રભુનો પાડ ' માન ! પૂર્વજી- વન અને સાંપ્રત ચારિત્રની તુલના કરીને ઇશ્વિર પ્રત્યે કૃતજ્ઞ થા ! ”

“ પ્રભુ, હવે વિશેષ ન બોલો. હું મૃતવત્ થયો છું. શારદાનું પવિત્ર વર્તન મને યાદ આવે છે કે તરત જ તેનું સ્મરણ થતાંની સાથે મન અધીરૂં બની જાય છે, તેનું સ્મરણ થતાંની સાથે મન ખિન્ન થાય છે, મને બહુ લાગી આવે છે. ”

આ પ્રમાણે વાર્ત્તાલાપ કરતાં કરતાં ગુરૂશિષ્ય પ્રવાસ કર્યે જતા હતા. એટલામાં એક દિવસ માર્ગમાં પોતાના એક ઓળખાણવાળા મનુષ્ય સાથે હરિનારાયણનો મેળાપ થયો. હરિપ્રસાદે તત્કાળ તે મનુષ્યને ઓળખી લીધો. પૂર્વે તે માણસ પોતાને ત્યાં નોકરી કરતો હતો એવી હરિપ્રસાદની ખાત્રી થઇ. પોતાના ગૃહની હાલની સ્થિતિ જાણવાના ઉદ્દેશથી હરિપ્રસાદે તેને પૂછ્યું:–“ કેમ, આપ કયાંથી આવો છો ? ”

“ વીરપુરથી ! શ્રી કાશીક્ષેત્ર જવા નીકળ્યો છું. આપ ક્યાં જાઓ છો ? ”

“ તે હું પછીથી કહીશ પણ પહેલાં મને હું પૂછું તેનો ઉત્તર આપો. તમે હાલ શું ઉદ્યોગ કરો છો ? ”

“ હાલ લક્ષ્મીચંદ શેઠને ત્યાં નોકરી કરૂં છું. ”

“ મારા ઘરના શા ખબર અંતર છે ? હું પૂછું તેનો જવાબ આપશો કે ? ”

“ જરૂર. ”

“ મારી જરજાગીરનું શું થયું ? ”

પેલા માણસે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો અને બોલ્યોઃ–“ મને માફ કરજો કે હું મારી ઉગ્ર પ્રકૃતિને લીધે સહજ સ્પષ્ટતાથી બોલું

છું. આપે ઘરનાં માણસો માટે શું રહેવા દીધું હતું વારૂ ? જરજાગીર સરકારે પડાવી લીધી છે. ”

“ હેં તમામ જાગીર ? ” હરિપ્રસાદ આશ્ચર્ય પામતો બોલ્યો.

“ પૂર્વજીવન યાદ કરો ! ચાળીશ હજારનું તો તમે દેવું કર્યું હતું. તમારી માતાની ક્રીયા કરવામાં જ પાંચ હજારનું નવું દેવું કરવું પડ્યું હતું. નોકરોના ૭ ૭ મહિનાના પગાર ચઢી ગયા હતા. તમે અહિંથી નાસી ગયા ત્યારે ઘરમાં એક પાઈ પણ નહોતી. દેવું કરવા માટે તમારી સ્ત્રીએ ઘણા ઘણા પ્રયત્ન કર્યા પરંતુ તેમને કોઇએ એક પાઇ પણ ઉછીના તરીકે પણ આપી નહિ. ”

“ કેમ ? મધુકર બેવફા નિવડયો કે ? મેં તેને પચાસ હજાર રૂપિઆ ઉછીના તરીકે આપ્યા હતા ને ? ” હરિપ્રસાદ વચ્ચે જ બોલી ઉઠયો.

“ તમારી સ્ત્રીએ તેને ઘણા ઘણા કાલાવાલા કરીને થોડા ઘણા પૈસા આપવાની વિનવણી કરી, પરંતુ તેણે તો સાફ ના પાડી અને નાકબૂલ ગયો. તમારી સ્ત્રીએ દેવું ગણીને મદદ કરવાનું કહ્યું પણ તેમ કરવાની પણ તે હા ભણ્યો નહિં. ”

“ અરરર ! મેં એ નરપિશાચ માટે ઘણું કર્યું હતું. હશે, ફિકર નહિ ! ”

“ ચંદ્રકાન્ત પણ એવો જ નિવડયો કે ? ”

“ એ વાતમાં હવે કંઇ જ માલ નથી, તમારી સ્ત્રીને એ બાબતનો સંપૂર્ણ અનુભવ થયો છે. ચંદ્રકાન્તે તો એક દિવસ મદિરાપાન કરીને તમારી સ્ત્રીની આબરૂપર હાથ નાખવાનો પ્રયત્ન કર્યો હતો ? ”

હરિપ્રસાદે રોમાંચ અનુભવ્યો, તે ભવાં ચઢાવતો બોલ્યોઃ– "અને રમણ ?"

"તેણે તો આપનું બધું જવાહિર ચોરી લીધું, એના જેવો તો કોઈ બદમાશ અખિલ સૃષ્ટિમાં નહિ હોય ! પણ આપને હવે એ વાત સાંભળીને કરવું શું છે ? તમારા દિવાનજીએ તો જાગીર પાછી મેળવવા માટે ઘણા પ્રયત્નો કર્યા હતા, પણ તે બિચારાનો એ દુષ્ટ રમણે વધ કરાવ્યો !"

હરિપ્રસાદે બધું સાંભળ્યું. તેના ક્રોધનો હવે પાર રહ્યો નહોતો, તે બોલ્યોઃ—"જવા દો એ વાત ! મિત્રોને પણ જોયા ! સંપત્તિ-હીન મનુષ્યને કોણ સહાય કરે ? વારૂ, મારી શારદા ક્યાં છે ?"

પેલા મનુષ્યનાં નેત્રદ્વયમાં અશ્રુજળ ભરાઈ આવ્યાં, તે ખોખરા સ્વરે બોલ્યોઃ–"તે વાત યાદ આવતાં મારૂં હૃદય ભરાઈ આવે છે. જ્યારે તમામ ઘરબાર વેચી નાંખવામાં આવ્યાં ત્યારે તમારી પત્ની બોલીઃ–"મારા શિરપર હવે દુઃખનું ઝાડ ઉગવાનું બાકી છે ! કૃપા કરીને મને થોડીક જગ્યા આપો ! અરેરે, મને કોઈ સહાય કરો !" પરંતુ તે બિચારીની વિનંતી કોઈએ સ્વીકારી નહિ. ત્યાર પછી તે બિચારી ક્યાં ચાલી ગઈ તે મારા જાણવામાં નથી. ગામના લોકો વિવિધ પ્રકારની અફવાઓ ફેલાવે છે. તેને કોઈ તુર્ક ઉપાડી ગયો એવી અફવા પણ ગામમાં ફેલાઈ હતી."

"ત્યારે શારદા ઘેર નથી ! વારૂ, ત્યારે તમે પણ તે બિચારીને આશ્રય ન આપ્યો ને ?"

"હું તો તે વખતે યાત્રાએ ગયો હતો."

હરિપ્રસાદ મૌન રહ્યો. તેના અંતઃકરણમાં અત્યારે જે શોક પ્રસરી રહ્યો હતો તે અવર્ણનીય હતો. તેણે આખો દિવસ શોકમગ્ના-

વસ્થામાંજ વીતાડયો. આખી રાત્રિ તેના નેત્રદ્વયમાંથી અશ્રુપ્રવાહ વહ્યાં કર્યો. તે અશ્રુપ્રવાહ કેવો દુઃખમય હતો તેની કલ્પના પણ અન્ય મનુષ્યથી થઈ શકે નહિ.

બીજે દિવસે પ્રાતઃકાળે હરિપ્રસાદે ગુરૂદેવને સર્વ હકીકત નિવેદન કરી ત્યારે ગુરૂદેવ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકીને બોલ્યાઃ–" મનુષ્યપ્રાણીએ બધું સહન કરવું જ જોઇએ. મનુષ્ય પોતાના એક હાથમાં દંડ અને બીજા હાથમાં પ્રેમચિહ્ન ધારણ કરીને અન્ય મનુષ્યને ઉપદેશ આપી શકે નહિ. ઈશ્વર સર્વદા ન્યાયી છે. તે કોઇનો પક્ષપાત કરતો નથી. માત્ર ઈશ્વર જ એક હાથમાં દંડ અને બીજા હાથમાં પ્રેમચિહ્ન ધારણ કરી શકે છે, અને તે તેને શોભે છે પણ ખરૂં. આપણા જેવા સંસારના ક્ષુદ્ર પ્રાણીઓ ક્રોધને વિવશ થઇને પ્રેમને વિસારી મૂકીએ છીએ. તારા ક્રોધને શમાવી દે અને સઘળું સહન કર ! શારદાનું ચરિત્ર તારા કરતાં સહસ્ત્રવાર શ્રેષ્ઠ છે. તું તેને કદાપિ વિસારી દઇશ નહિ. "

" પ્રભુ, હું સઘળું સહન કરીશ. જૂઓ, હું અશ્રુનો પણ ત્યાગ કરૂં છું. હવે હું મારૂં કલંકિત મુખ આપને દેખાડીશ નહિ. પ્રભુ, હવે આપનું પુનર્મિલન પર્વતશિખર પર થશે ને ? બસ, મને રજા આપો ! હું જાઉં છું. "

" બેટા ! જા ! નિર્ભય ચિત્તે સંસારમાં પ્રવિષ્ટ થા ! પ્રલોભને તારા પર આક્રમણ કરવા દે ! અને તેની સાથેના યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરીને જો તું જિતેન્દ્રિય રહી શકે તો મને પુનઃ મળજે ! "

" અને અજિતેન્દ્રિય નિવડું તો ? " હરિપ્રસાદ વિસ્મય પામતો બોલ્યોઃ–" પ્રભુ, તો આપનું પુનર્મિલન નહિ થાય કે ? આપના ઉપદેશામૃતનું પાન કર્યા સિવાય હું કેવી રીતે જીવી શકીશ?"

"સંસારતરંગ કિંવા સંસારવિભિષિકાથી ભય પામે તો તું ખુશીથી મારી પાસે આવજે ! હું તને મારી બુદ્ધિ પ્રમાણે અવશ્ય માર્ગ બતાવીશ."

"એક વર્ષ પછી આપ પર્વતશિખર જશો ને ?"

"હા; પણ મારૂં કંઈ નક્કી કહેવાય નહિ; પણ એક વર્ષની અંદર તો ત્યાં નહિ જ જાઉં ?"

ગુરૂદેવને ચરણે શિર ઝૂકાવીને હરિપ્રસાદે નમન કર્યું ત્યારપછી તે ત્યાંથી ચાલ્યો ગયો.

ગુરૂદેવે હરિપ્રસાદની સ્થિતિનું નિરીક્ષણ કરી લીધું. શારદા અદૃશ્ય થવાથી હરિપ્રસાદના મનને આકર્ષી લેનાર વસ્તુ રહી નહિ. સંસાર પ્રત્યેનો તેનો પ્રેમ ઓછો થયો. હવે હરિપ્રસાદ મનસા, વાચા, અને કર્મણા ધર્મપ્રાપ્તિ અર્થે વિશુદ્ધ પ્રયત્નો કરશે જ એવી ગુરૂદેવની ખાત્રી થઇ. ગુરૂદેવના મનમાં હરિપ્રસાદ સંબંધી અનેક પ્રકારના તરંગો ઉછળવા લાગ્યા. ધન્ય છે આવા આચાર્યના પવિત્ર હૃદયને! હરિપ્રસાદે પોતાના ગૃહ તરફ પુનરાગમન કર્યું.



# પ્રકરણ ૨૨ મું.

## વીરાંગના.

ભૂટિઆ સરદાર એ ત્રણ દિવસમાં તુર્કની છાવણીમાં જઇ પહોંચ્યો. તેણે રણધીર સાથે વાતચિતમાં થોડું ઘણું વધારીને કહ્યું અને તુર્કોને યુદ્ધ માટે ઉશ્કેર્યા. તુર્કો યુદ્ધ કરવાના નિશ્ચયપર આવ્યા. અલ્પ સમયમાં જ તેઓએ વિગ્રહ માટે પ્રસ્થાન કર્યું.

તુર્ક સૈન્ય ઝડપથી કૂચ કરતું આગળ વધતું હતું. ભૂટિઆ સરદારે તુર્ક સેનાધિપતિને કહ્યું–"દિલ્હીશ્વરની શપથ ! આટલા ન્હાના સૈન્યની સહાયથી રણધીરસિંહને પરાજિત કરી શકાશે નહિ."

સેનાપતિને તો આથી અગ્નિજ્વાળામાં ઘૃતસિંચન થયા જેવું જ લાગ્યું. તે ક્રુદ્ધ સ્વરે બોલ્યોઃ–"સરદાર ! અમારો વિજય કેમ નહિ થાય?"

"અત્યારસુધીમાં રણધીર સાથે યુદ્ધ કરીને કોઇ પણ વિજયી થયું નથી. મને લાગે છે કે આપણું સૈન્ય ઘણું જ અલ્પ છે."

"અમને જોતાંની સાથે જ પર્વતવાસીઓ પલાયન કરી જવાના!"

"પર્વતવાસીઓ ભયને ઓળખતા જ નથી. છુપી રીતે શસ્ત્રો વર્ષાદ કરવામાં રણધીરસિંહનું સૈન્ય ઘણું જ કુશળ છે."

"એટલે ?"

"એટલે એ જ કે શત્રુ સૈન્યનો આ પ્રમાણે કચ્ચરઘાણ કાઢી નાંખ્યા પછી રણધીર પોતે હાથમાં સમશેર લઇને રણાંગણમાં હાજર થાય છે."

"રણધીરને અમે કેદ નહિ કરી શકીએ કે ?"

"બિલકુલ નહિ !"

" ત્યારે તમે શી સલાહ આપો છો ? "

" સલાહ એ જ કે સૈન્યમાં વધારો કરો અને હું છૂપી રીતે ઉપૈત્યકાના રાજા પાસે જાઉં છું. "

" રાજા પાસે જઈને તમે શું કરવા ધારો છો ?"

" રાજાને વસુની લાલચ આપીને વશ કરીશ. તેનું મન હું રણધીરની વિરૂદ્ધમાં ફેરવી નાખીશ. "

" રાજા રણધીર પ્રત્યે અવિશ્વાસ ધરાવે છે કે ?"

" ના; તેનો રણધીર પ્રત્યેનો વિશ્વાસ અમર્યાદિત છે. પરંતુ દ્રવ્યલોલુપતાને વિવશ થઈને તે જરૂર મારૂં કહ્યું સાંભળશે. જ્યાં સુધી રાજા રણધીરની સલાહ પ્રમાણે વર્તશે ત્યાં સુધી આ પ્રાંત કબજે કરવાની આશા સ્વપ્ને પણ રાખશો નહિ. "

" જો રાજાને દ્રવ્યથી વશ કરી શકાય તેમ હોય તો વિશેષ સૈન્યની શી આવશ્યકતા છે વારૂ ?"

" પ્રત્યેક વખતે દ્રવ્યની લાલચ બતાવવાથી કાર્ય પાર પડે છે એમ પણ માની લેવાનું નથી. ચમત્કાર વિના જગતમાં નમસ્કાર નથી. ભય બતાવ્યા સિવાય આવાં કાર્ય પાર પડતાં નથી. "

" રાજા કદાચ તમારૂં કહ્યું નહિ માને તો ?"

" એક સમય હું રાજાનો પ્રિયપાત્ર થઈ પડયો હતો. હાલ તે મારા પ્રત્યે નાખુશ છે. તથાપિ હું તમારા માટે તુર્ક સરદાર પાસે ગયો હતો એવું હું તેને સમજાવીશ એટલે તે મારા પર ખુશ થશે. ધારો કે તેમ ન બન્યું તો પછી યુદ્ધ કરવું એ તો આપણો દૃઢ નિશ્ચય છે."

" ત્યારે, તમે મને પ્રથમ આ હકીકત કેમ ન કહી ? "

" વખત મળ્યો હોત તો હું તેમ પણ કરત. રણધીર પાસેથી આવ્યા પછી આપને એકાંતમાં મળવાનો સુયોગ પ્રાપ્ત થયો નહિ. આપ

યુદ્ધ માટે આટલી બધી ઉતાવળ કરશો, એમ મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું."

સેનાપતિ થોડીવાર મૌન રહ્યો ત્યાર પછી તે બોલ્યોઃ–"સરદાર, તમારી યોગ્ય કદર અવશ્ય થશે જ. જો યુદ્ધમાં વિજય નહિ મળે તો હું તને રાજા પાસે મોકલીશ." એટલું બોલીને સેનાપતિ ખુશરૂ ત્યાંથી ચાલ્યો ગયો. અલ્પ સમયમાં જ તે સૈન્ય ભેગો થઇ ગયો.

રણુ નહિ ! રણભૂમિ નહિ ! યુદ્ધ ક્યાં ? સેનાપતિ ખુશરૂ પોતાના સૈન્યને લઇને આગળ વધતો જતો હતો, તેમ તેમ એક પછી એક તેના મનુષ્યો ટપોટપ મરતાં હતાં. મૃત સૈનિકોના અંગમાં બાણ દૃશ્યમાન થતાં હતાં. પરંતુ આ બાણનો વર્ષાવ ક્યાંથી થતો હતો, તે કોઈ સમજી શકયું નહિ. મૃત સૈનિકો પ્રત્યે દયાભરી દૃષ્ટિ ફેંકતો સેનાપતિ આગળ ધસ્યો જતો હતો, હવે ખુશરૂના મનમાં ભૂટિઆ સરદારનાં વચનનું સ્મરણ તાજું થયું.

ચાલતાં ચાલતાં ખુશરૂનો અશ્વ થાકયો. માર્ગમાં એક મોટી ખાઈ આવી. ખુશરૂનો અશ્વ તે ખાઇ ઓળંગવા જતો હતો તેટલામાં તેનો પગ લપસ્યો. અશ્વ મૃતપ્રાય થઇને ધરતીપર ઢળી પડ્યો. મહા મુશ્કેલીથી સરદારે પોતાના પ્રાણ બચાવ્યા. તે અશ્વ ઉપરથી કૂદી પડયો, પરંતુ તરત જ એક બાણ તેના પગમાં આવીને ઘોંચાયું. તેણે તરત જ પોતાની સમશેર બહાર કાઢી અને તેને જમીનપર મૂકીને તેના આધારે ઉભો રહ્યો. ખુશરૂ ચોમેર દૃષ્ટિ ફેંકવા લાગ્યો. તે ઉભો હતો તેની પાછળના માર્ગે થઇને એક વીરવેષધારી યુવતિ દોડતી આવતી હતી; તે યુવતિના ડાબા હાથમાં ધનુષ્ય અને જમણા હાથમાં ખંજર હતું, આવી સુકુમાર તરુણીએ વીરવેષ ધારણ કરેલો જોઇને સેનાપતિ આશ્ચર્યચકિત થયો. તે રમણી સેનાપતિની પાસે આવી પહોંચી એટલે તે બોલ્યોઃ–" વીરરમણિ ! હવે શરનો વર્ષાવ ન કરો !

જૂઓ, હું મારાં હથિઆર નીચે ફેંકી દઉં છું." એટલું કહીને ખુશરૂએ પોતાની સમશેર જમીનપર ફેંકી દીધી.

યુવતિ સેનાપતિ અને તેની સમશેર પડી હતી તેની વચ્ચેની જગ્યાએ આવીને ઉભી રહી અને બોલી:–" તે દિવસનો પ્રસંગ યાદ કરો ! મંદિરવાસી ધર્મપરાયણ પુરોહિતવર્ગે તમારો શો અપરાધ કર્યો હતો વારૂ ? અમે પર્વતવાસીની આશ્રયહીન અબળાઓને તમે તે દિવસે શા માટે વ્યર્થ ત્રાસ આપ્યો હતો ? "

આટલું બોલતાં બોલતાં તે વીરરમણિ સેનાપતિની પાસે આવી પહોંચી. સેનાપતિ કરૂણસ્વરે બોલ્યો:– " વીરરમણિ ! આ વખતે મને જીવિતદાન આપો ! પુનઃ એવું નીચ કાર્ય કદાપિ નહિ થવા દઉં ! "

" શત્રુ પકડાયા પછી તેને કોણ છોડી મૂકે ? હું આ ખંજરથી તમારાં પ્રાણ લેવા ઈચ્છું છું. "

" ભલે તેમ કરો ! " સેનાપતિ ગદ્ગદ કંઠે બોલ્યો:– "પણ મારી એક વિનંતિ સાંભળશો કે ? "

" બોલો ! તમારા સહસ્ત્ર અપરાધને સ્મરણમાં નહિ લાવતાં હું તમારી તે વિનંતિ ખુશીથી સાંભળીશ અને તે પૂર્ણ પણ કરીશ. "

" આજનું યુદ્ધ કોણે કર્યું છે એટલું જ માત્ર મને કહો ! "

" તમારા સૈન્યનો ઘણોખરો ભાગ તો મંદિરવાસિ કુમારિકાઓના શરપ્રહારથી જ મૃત્યુવશ થયો છે, નાસી છૂટેલા સૈન્યની પૂંઠ પકડવા માટે મારા પિતાશ્રી તેમનાં બે સાથીદારોને લઇ ગયા છે. "

" તમારા પિતાનું નામ શું ? "

" રણધીરસિંહ ! મારા પિતાનું નામ તમે કદિ નથી સાંભળ્યું કે ? "

" વીરકન્યા ! તમારા પિતા હયાત હોવા છતાં તમે યુદ્ધ કરવા શાં માટે પ્રવૃત્ત થયા છો ? "

" મંદિરમાં બનેલો પ્રકાર હું હજી ભૂલી ગઇ નથી. "

" વીરબાલે ! હવે મારી ઇચ્છા પૂર્ણ થઈ. હવે તારી ઇચ્છામાં આવે તેમ કર ! હવે હું તૈયાર છું. "

યુવતિનું હૃદય પીગળ્યું, તેણે પોતાના હાથમાંનું ખંજર ફેંકી દીધું અને બોલી:–" હું તમને ક્ષમા આપું છું ! જાઓ, હવે કદાપિ આ પ્રાન્તમાં પ્રવેશ કરશો નહિ ! "

યુવતિ ઝપાટાબંધ ત્યાંથી ચાલતી થઈ. જતાં જતાં તે ખંજર અને સેનાપતિની સમશેર લેતી ગઇ. સેનાપતિ પણ ધીમે પગલે ત્યાંથી ચાલતો થયો. વાંચનાર, આ રમણી કોણ હશે ? તે બીજી કોઇ જ નહિ, પરંતુ આપણી ચરિત્રનાયિકા મોહિની હતી.



# પ્રકરણ ૨૩ મું.

## બેકદર માલીક.

સેનાપતિ ખુશરૂ પોતાની છાવણીમાં આવ્યો તો ત્યાં સઘળું અસ્તવ્યસ્ત થઈ ગયું હતું. છાવણીમાં કોઈ નહોતું. નિરાશ હૃદયે તે ભૂટિઆભૂમિની રાજધાનીના રસ્તે થઇને જવા લાગ્યો. ભૂટિઆભૂમિની જૂની રાજધાનીનું નામ દેવલિંગ હતું. ખુશરૂએ પોતાનું થોડું મોટું સૈન્ય ત્યાં પણ રાખ્યું હતું. માર્ગમાં પેલો ભૂટિઆ સરદાર સેનાપતિને મળ્યો એટલે તેણે તેને પૂછ્યું, " ક્યાં જાઓ છો ? "

" દેવલિંગ જતો હતો, બીજે ક્યાં જાઉં ? "

" શા માટે ? " સેનાપતિએ પ્રશ્ન કર્યો.

" હું ધારું છું કે તમે સઘળું જાણતા જ હશો. આપણા માત્ર બે જ સૈનિકો બચવા પામ્યા છે. રણધીરસિંહ સસૈન્ય આપણી છાવણીપર ચઢી આવ્યો હતો અને હું પણ તેના પંઝામાં સપડાયો હતો. મેં તેને કહ્યું:–" રણધીર ! સર્વ દિવસ સરખા જતા નથી. સાવધ થા ! " ત્યારે તેણે મને કહ્યું:–" તું તારો બચાવ શી રીતે કરી શકીશ ? "

મેં કહ્યું:–" રણધીર ! મને કોણ શિક્ષા કરવાનું છે કે મારે મારો બચાવ શોધવાની જરૂર પડે ? "

તેણે કહ્યું:–" વિચાર કર ! પ્રતાપી દિલ્હીશ્વર વિશ્વાસઘાતીને યોગ્ય શાસન કર્યા સિવાય રહેશે કે ? "

મેં કહ્યું:–" મેં દિલ્હીશ્વર સામે શો વિશ્વાસઘાત કર્યો છે ?"

તેણે કહ્યું:–" તેમના પ્રત્યે તું વિશ્વાસઘાત કરી શકે નહિ. પરંતુ

તું એટલું તો નક્કી માનજે કે તુર્કો તને વિશ્વાસપાત્ર મનુષ્ય તરીકે ગણતા નથી."

ભૂટિઆ સરદારની હકીકત સાંભળીને સેનાપતિ ખુશરૂએ સ્મિત કર્યું. સરદાર પુનઃ બોલવા લાગ્યો. મેં તેને કહ્યું:-"તું મારી ચિન્તા ન કર ! તું તારૂં સંભાળજે એટલે થયું, ત્યારે તેણે તુર્કો જ મને શાસન કરશે એવું કહ્યું."

સેનાપતિ હવે મોટેથી હસી પડયો અને બોલ્યો:-"સરદાર, તું ખરો ઇમાની-એક વચની છે. હું તને અવશ્ય ભારે ઇનામ અપાવીશ."

સરદાર પુનઃ બોલવા લાગ્યો:-"હું દેવલિંગ જવા માટે નીકળ્યો છું તે પણ એટલા જ માટે કે સત્વર બધી બાતમી ત્યાં પહોંચાડી શકાય."

સેનાપતિએ ડોકું ધુણાવ્યું અને બોલ્યો:-"હવે બન્યું ન બન્યું થનાર નથી. જો મેં પ્રથમથી જ તમારી સલાહ માની હોત તો આ પરિણામ ન આવત. હશે ! હવે તમારી પેલી યુક્તિનો ઉપયોગ કરો ! હું નવું લશ્કર દિલ્હીથી મંગાવું છું."

સરદાર અને સેનાપતિ દિલ્હી પહોંચ્યા પછી હવે તેમણે નવો પેંતરો રચ્યો. ખુશરૂએ નવું લશ્કર જમા કરવા માંડયું. સરદારને પુષ્કળ દ્રવ્ય આપીને ખુશરૂએ તેને ઉપત્યકાના રાજા પાસે મોકલ્યો. પરિણામ એ આવ્યું કે સરદાર પોતાના પ્રયત્નમાં યશસ્વી નિવડયો. બે દિવસમાં જ તે પાછો ફર્યો. અને સેનાપતિ પાસે આવીને પ્રફુલ્લ વદને બોલ્યો:-"બેડો પાર ! ઉપત્યકાના રાજાએ રણધીરને પોતાની મુલાકાતે બોલાવ્યો છે. આપણે આપેલી રકમથી તે સંતુષ્ટ થયો છે. પોતાના હિતને નુકશાન ન થાય એવી સર્વ શરતો સ્વીકારવાની તેણે પોતાની ખુશી બતાવી છે!"

ખુશરૂના આનંદનો પાર રહ્યો નહિ. તે બોલ્યોઃ–" સરદાર ! હું આજે સુલેહની શરતો ઘડી કાઢું છું જે લઇને તું રાજા પાસે પુનઃ જા ! તેને જઇને કહેજે કે જો આટલી શરતો તમને માન્ય ન હોય તો તુર્કો યુદ્ધ કરવા માટે તૈયાર છે. "

સેનાપતિ ખુશરૂએ સુલેહની જે શરતો ઘડી કાઢી તે આ હતી. ( ૧ ) રણધીરસિંહને અમારે સ્વાધીન કરી દેવો અથવા અમારી ઇચ્છા પ્રમાણે તેને શાસન થવું જોઇએ. ( ૨ ) વેગવતીની દક્ષિણ બાજૂનો સઘળો પ્રદેશ દિલ્હીશ્વરને સોંપી દેવો અને રાજાનો તે પ્રદેશપર બિલકુલ અધિકાર રહે નહિ. ( ૩ ) બાદશાહ મહમદશાહના સેનાપતિને ચીનમાં જવા માટેની દરેક પ્રકારની સુગમતાઓ કરી આપવી.

ભૂટિઆ સરદાર સુલેહની શરતો લઇને ઉપત્યકાના રાજાને મળવા ગયો. ખુશરૂએ સૈન્યને કુચ કરવાનો હુકમ આપી દીધો.

આ બાજૂ રણધીરસિંહ વિજય પ્રાપ્ત કરીને ઉપત્યકા તરફ જતો હતો. તેના મનમાં તો એમ જ હતું કે રાજા વિજયની વાર્ત્તાથી સંતુષ્ટ થયો હશે અને પોતાને યોગ્ય પારિતોષિક આપવા માટે તેણે પોતાને ઘેર માણસને પણ મોકલેલ હશે. આ પ્રમાણે પોતાના મનમાં આનંદ પામતો રણધીરસિંહ રાજાને પોતાના વિજયની વાર્ત્તા કહી સંભળાવવા માટે રાજમહાલય તરફ ચાલ્યો ગયો. પરંતુ રાજાના દિવાનખાનામાં પ્રવેશ કરતાંની સાથે જ રાજાની મુખમુદ્રાપરથી ચતુર રણધીરસિંહ કળી ગયો કે રાજા આજે પોતાના પ્રત્યે નાખુશ થયો હોવો જોઇએ. અત્યારે રાજાએ વિજયપ્રાપ્તિ બદલ પોતાના સેનાપતિને અભિનંદન આપવું જોઇએ, પરંતુ અભિનંદનની વાત તો બાજૂપર રહી પરંતુ તેણે તેની સાથે વાતચિત કરવાની ઇચ્છા પણ પ્રદર્શિત કરી નહિ. રાજસભાના એક પણ મનુષ્યે રણધીરનું સ્વાગત કર્યું નહિ. રણધીરના આશ્ચર્યનો પાર રહ્યો નહિ.

દિવાનખાનામાંના સર્વ મનુષ્યો મૌન હતા. રણધીર ચોમેર દૃષ્ટિ ફેંકતો ઉભો હતો. અલ્પ સમય પછી રાજાએ બોલવાની શરૂઆત કરી:–" રણધીર ! તુર્કોની સાથે શા માટે યુદ્ધ કર્યું ? "

" મહારાજ ! " રણધીર નમ્ર સ્વરે બોલ્યો:–" તુર્કોએ મંદિરનો વિધ્વંસ કર્યો અને પુરોહિતવર્ગને બહુ જ ત્રાસ આપ્યો ! આવા સમયે યુદ્ધ ન કરૂં તો શું કરૂં ? "

" તુર્કો મારા મિત્રો છે. તેં તેમની સાથે શા માટે યુદ્ધ કર્યું ?"

" યુદ્ધની શરૂઆત મેં કરી નથી. પ્રથમ હલ્લો લાવનાર તેઓ જ છે."

" તેં તેમને શા માટે જવા ન દીધા ? "

" આપની આજ્ઞાથી જ ! "

રાજાની મુખમુદ્રા ક્રુદ્ધ થઇ, તે ગાજી ઉઠ્યો:–" રણધીર, વિચાર કરીને બોલ ! મેં તને એવી આજ્ઞા ક્યારે આપી હતી ? તને તારા પાપનું ફળ મળશે ! "

"મેં પાપ કર્યું હશે તો મારે તેનું પ્રાયશ્ચિત ભોગવવું જ પડશે."

" તેં પાપ જ કર્યું છે. "

રણધીર મસ્તક નમાવીને બોલ્યો:–" ત્યારે મને શિક્ષા કરો !"

" હું તને શાસન કરનાર નથી. તુર્ક સેનાપતિ તને યોગ્ય સજા કરશે. "

રણધીરે ભૂટિઆ સરદારને રાજાની પાસે ઉભેલો જોયો. હવે સર્વ પ્રકાર તે કળી ગયો અને બોલ્યો:–" મારા કર્ત્તવ્યનું ફળ મને અવશ્ય મળશે જ ! "

" રણધીર ! તારા જેવા વિશ્વાસઘાતીને તેની કરણીનું યોગ્ય ફળ મળવું જ જોઇએ. "

"પરમાત્મા મારા કર્ત્તવ્યનું ફળ આપશે." રણધીર ક્રોધપૂર્ણ સ્વરે બોલ્યો.

"તેં એવું શું કર્ત્તવ્ય બજાવ્યું છે ?" રાજાએ પ્રશ્ન કર્યો.

"મેં શું કર્યું છે ? આપના જેવા એકદર માલીક પાસે મારા કર્ત્તવ્યનો ઉચ્ચાર કરવો એ પણ એક પાપ છે. મેં ઘણા વર્ષ સુધી આપની નોકરી નિમકહલાલીથી બજાવી છે. પ્રભુ મને તેનો યોગ્ય બદલો અવશ્ય આપશે. આપ શું મારી કીંમત આંકી શકવાના હતા ?"

"રણધીર ! સંભાળ ! તું મારૂં આવું ભયંકર અપમાન ન કર !" રાજાએ દિવાનખાનું ગજાવી મૂક્યું.

રણધીરની હૃષ્ટપુષ્ટ કાળસ્વરૂપ મૂર્તિ જોઇને રાજા ગભરાયો. તે બોલી ઉઠયો:-"રણધીર હું તને તુર્કોની સ્વાધીનતામાં સોંપું છું."

રણધીરે પોતાના હાથમાંની સમશેર બતાવતાં કહ્યું:-"જ્યાં સુધી મારા હાથમાં આ સમશેર છે, ત્યાં સુધી મારા શરીરનો સ્પર્શ કોણ કરી શકે તેમ છે ? આ રણધીરના હાથ હજુ તમે જોયા નથી ?"

એટલામાં એક ચોપદારે દિવાનખાનામાં પ્રવેશ કર્યો અને બોલ્યો:-"મહારાજ ! તુર્કોએ આપણા સૈન્યને પરાજિત કર્યું છે અને ઉપત્યકા ઉપર ધસી આવે છે."

રણધીર એકદમ રાજસભામાંથી ચાલતો થયો. તે તુર્કોની પૂઠ પકડવા માટે અશ્વારૂઢ થઇને નીકળી પડયો. રણધીરસિંહને કેદ કરવાની કોઇની હિંમત ચાલી નહિ. હજારો લોકો રણધીરસિંહની કુમકે આવવા લાગ્યા. ઉપત્યકામાં ખળભળાટ થઇ રહ્યો.

પ્રિય પાઠક ! રણધીરસિંહનો એકદર માલીક તુર્ક સેનાપતિ મુશરફની મુલાકાત લેવા માટે ગુપ્ત માર્ગે થઇને નીકળી પડયો.



# પ્રકરણ ૨૪ મું.

---

## સંસાર અસાર.

પ્રિય પાઠક ! પ્રથમ પ્રકરણની હકીકત હજી તો તમારા સ્મરણમાં હશે જ. બિચારી નિરાશ્રયા **શારદા**એ ગૃહત્યાગ કર્યો તેને કોઇએ આશ્રય આપ્યો નહિ. રાત્રિના બે વાગ્યાનો સમય થવા આવ્યો એટલે તેણે પોતાના શરીરપરના સર્વ અલંકારો કાઢી નાખ્યા. પોતાના કેશની સુંદર વેણી છોડી નાંખીને તેણે કેશ છૂટા મૂકયા. ભાલપ્રદેશનું સૌભાગ્યતિલક તેણે લૂછી નાખ્યું. તેણે રેશમી વસ્ત્રો કાઢી નાંખ્યાં, અને એક સાદું વસ્ત્ર પરિધાન કર્યું. **શારદા** આ પ્રમાણે તૈયારીઓ કરતી હતી એવામાં **શારદા**ની એક સખી ત્યાં આવી પહોંચી. આ સખી **શારદા**ને ઘેર જ રહેતી હતી. ઉભય સખીયોની વચ્ચે થએલો સંવાદ અમે પ્રથમ પ્રકરણમાં આપી ગયા છીએ. **શારદા**એ **વીરપુર**ના પોતાના સઘળા સ્નેહીઓની પરીક્ષા કરી. કોઇની સહાયની આશાપર અવલંબન કરીને **વીરપુર**માં પડી રહેવાથી કંઇ જ ફાયદો નહોતો એવી તેની ખાત્રી થઇ. આ કારણથીજ **શારદા**એ ગૃહત્યાગ કર્યો. **શારદા**ની સખી પણ તેની સાથે જ નીકળી પડી.

**શારદા**ની એ સખીનું નામ **લલિતા** હતું. **લલિતા** એક દરિદ્રી કાયસ્થની કન્યા હતી. **શારદા**ના માતપિતાએ **લલિતા**ને બચપણથી ઉછેરીને મોટી કરી હતી. **શારદા** અને **લલિતા** બાલ્યકાળમાં સગી ભગિનીઓની પેઠે રહેતી હતી. તેઓ બન્ને પરસ્પર નિઃસીમ પ્રેમ ધરાવતી હતી. **શારદા** યોગ્ય ઉમરની થઇ ત્યારે તેનું લગ્ન કરવામાં આવ્યું. **શારદા** શ્વસૂરગૃહે ગઈ ત્યારે **લલિતા**ને અપાર દુઃખ થયું. તેણે

શારદાની માતા પાસે પોતાનું દુઃખ પ્રદર્શિત કર્યું ત્યારે તે બોલીઃ–"બેટા, શારદાને કાંઇ જળસમુદ્રમાં ફેંકી દીધી નથી ? તું શોક શા માટે કરે છે ? તારે શારદા પાસે જવું હોય તો તું પણ તેના સાસરે જા ! હું તને ત્યાં મોકલી આપીશ. અલ્પ સમયમાં જ શારદાની માતાએ લલિતાને શારદા પાસે મોકલી દીધી. ત્યારથી તે આજ દિન સુધી લલિતા પણ તેની સાથે જ હતી. જ્યારે જ્યારે શારદા પિતૃગૃહે જતી ત્યારે લલિતા પણ તેની સાથે જ હતી. લલિતાને અખિલ સૃષ્ટિમાં અન્ય કોઇનો આધાર નહોતો. તેને માત્ર શારદાનો જ આધાર હતો. લલિતાને તે પોતાનું જીવન સર્વસ્વ સમજતી હતી. જ્યોત્સ્નામય રાત્રિના સમયે શારદા અને લલિતાએ ગૃહત્યાગ કર્યો. શારદાએ પુનઃ ઘેર નહિ આવવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. શારદાએ પોતાના હાથમાં એક ત્રિશુળ ધારણ કર્યું હતું. એક પછી એક ગામ વટાવ્યા પછી શારદા અને લલિતા એક સરોવર પાસે આવી પહોંચ્યાં. સરોવર તટ પર ભાં ઉભાં શારદાએ થોડી વાર સુધી કાંઇક વિચાર કર્યા કર્યો અને ત્યાર પછી તે બોલીઃ–" લલિતા આપણે ક્યાં આવી પહોંચ્યાં છીએ ? તને આ સરોવર સંબંધી કંઇ હકીકત યાદ આવે છે કે ? "

" હા, આપણે વીરપુર જતાં હતાં ત્યારે એક વખત આપણે આ સ્થળે વિશ્રામ લેવા માટે રોકાયાં હતાં. " લલિતાએ ઉત્તર આપ્યો.

" એ સિવાય બીજું કાંઇ યાદ છે કે? " શારદાએ પ્રશ્ન કર્યો.

" અગાઉ આપણે આ રસ્તે થઇને જતાં હતાં ત્યારે આપણે અહિં થઇને એક સ્ત્રી રડતી રડતી જતી જોઇ હતી. તમે તે સ્ત્રીને આશ્વાસન આપ્યું હતું અને શ્વશુરગૃહની કેટલીક સુખકથાઓ સંભળાવી હતી.

" લલિતા ! " શારદા વિહ્વળ વદને બોલી " આજે જો તે

સ્ત્રીનો મેળાપ થાય તો હું તેને કહું કે આવ બ્હેન હું પણ તારી સાથે રૂદન કરૂં. બાલક્રીડા તજીને શ્વસૂરગૃહે કોણ જાય ? બાલક્રીડાથી વિશેષ સુખકર અન્ય કોઇ પણ વસ્તુ અખિલ સૃષ્ટિમાં નથી. લલિતા બીજું કાંઇ યાદ આવે છે કે ? ”

“ હા; એક વખત એક પતિત્યકા સ્ત્રીની સાથે આપણો અહિં જ મેળાપ થયો હતો. સ્ત્રી પોતાના પતિની નિંદા કરતી હતી. ત્યારે તું તેને સમજાવતી હતી કે આપણા પોતાના જ દોષને લીધે સ્વામીનો આપણા પ્રત્યેનો પ્રેમ ઓછો થાય છે. આ સંસારમાં પતિ એજ સતી સાધ્વી સ્ત્રીની ગતિ છે. ”

“ લલિતા ! આજે જો તે સ્ત્રીનો મેળાપ થયો હોત તો હું તેને એમ જ કહું કે, આવ બ્હેન આપણે બન્ને પેટ ભરી ભરીને રડીએ અને હૃદયનો ભાર ઓછો કરીએ. ”

“ એ બધું ઠીક પણ તું ક્યાં જવા ધારે છે ?” વિષયાંતર કરતી લલિતા બોલી.

“ કંઇ કહેવાય નહિ. ”

“ તું એમ કેમ બોલે છે ? ”

“ કારણ એ જ કે મારૂં મન અસ્વસ્થ છે. આવ, આપણે બન્ને આ સામેની શિલાપર બેસીએ. ”

લલિતા શ્રમિત થઇ હતી. તે તરત જ શારદાનો હાથ પકડીને શિલા તરફ જવા લાગી. બન્ને સખીઓ શિલાપર બેઠી. થોડી વાર મૌન રહ્યા પછી શારદા બોલી:–“ લલિતા ! હું તને ઘેર પહોંચાડી જાઉં ? ”

“ મને ઘરે પહોંચાડી જઇને તું ક્યાં જવા ધારે છે, બ્હેન ?” લલિતાના નયનદ્વયમાં અશ્રુ ભરાઇ આવ્યાં.

" લલિતા ! હું ઘણે જ દૂર જવા ઇચ્છું છું. તું મારી સાથે આવી શકીશ નહિ. હું ઉત્તર દિશામાં હિમાલય પર્વત છે ત્યાં જવાની છું."

" બ્હેન, તું મારી સાથે જ ઘેર આવે તો માતુશ્રીને પણ કેટલો બધો આનંદ થાય ? તું ત્યાં ન જા ! "

" ગાંડી રે ગાંડી ! હું ઘેર આવું તો મારાથી આ વેષ ધારણ કરી શકાય કે ? " શારદા લલિતાને આશ્વાસન આપવા લાગી.

" ત્યારે આ વેષનો પરિત્યાગ કર ! "

" હું આ વેષ શા માટે ત્યજી દઉં ? સંસારનું રહસ્ય મેં હજી નથી જાણ્યું એમ તું માને છે કે ? "

" તેં શું જાણ્યું છે ? અત્યાર સુધી તને દુઃખનો જ અનુભવ થયો છે. સંસારમાં તને બીજો શો અનુભવ મળ્યો છે ? "

" જે જોયું છે તે જ કહું છું. જેનો મને અનુભવ નથી તે વિષે હું શું કહી શકું ? "

" વારૂ, તને જે અનુભવ મળ્યો છે તેમાં તને એવી એક વસ્તુ ન દેખાય કે જે માટે તું આ વેષનો પરિત્યાગ કરી શકે ? "

" ના, મને કંઈ જ યાદ આવતું નથી. "

" લલિતા શિલા પરથી ઉભી થઇ ગઇ અને શારદાનો હાથ પકડીને બોલીઃ—" બ્હેન ! ઘેર ચાલ ! પિતાશ્રી તારા પતિની શોધ ત્વરિત કરાવે એવો પ્રબંધ હું કરાવી આપીશ. "

" તું ઘેર જા ! " માતાપિતાને કહીને તું તેમની તપાસ કરાવ. મને તેમ કરવાની જરૂર નથી. મેં જેની પ્રાપ્તિ અર્થે આ વેષ ધારણ કર્યો છે તેની પ્રાપ્તિ સહજમાં થઈ શકે તેમ નથી. "

" જ્યારે તું આવું બોલે છે તો પછી તારૂં હૃદય દુઃખિત શા માટે થાય ? "

" તે તું શી રીતે સમજી શકે ? સંસારમાં હજી સુધી તેં વિષ-પાન મ્હોંએ માંડયું નથી. વિષપાનથી કેટલું કષ્ટ સહન કરવું પડે છે તેનો ખ્યાલ તું કરી શકે તેમ નથી. પતિવિરહથી મને સહજ પણ શોક થતો નથી. "

" ત્યારે તને શોક શા માટે થાય છે ? "

" પૂર્વચરિત્રનાં સર્વ ચિત્રોને આજથી મેં મારા અંતરમાંથી વિદાય આપી છે. આજ સુધી જે પ્રતિમાની મેં મારા હૃદયમાં સ્થાપના કરી હતી, હું જે પ્રતિમા માટે પ્રેમ ધરાવતી હતી. તે પ્રતિમાનો આજથી મેં ત્યાગ કર્યો છે. જે પ્રતિમા પ્રત્યે હું આજ દિન સુધી પ્રેમ ધરાવતી હતી તે પ્રતિમાને હૃદયમાંથી દૂર કરતાં કષ્ટ થાય એ સ્વાભાવિક જ છે. તેં સંસારમાં વિષપાન કરીને તારા હૃદયને રોગ-ગ્રસ્ત કર્યું નથી. રોગીને રોગ મુક્ત થતાં કેટલું બધું કષ્ટ સહન કરવું પડે છે તેની કલ્પના તને શી રીતે આવે ? "

" આજ દિન સુધી હું જે પ્રતિમા માટે પ્રેમ ધરાવતી હતી તેનો ત્યાગ કરવા માટે તું આજે શાથી પ્રવૃત્ત થઇ છે ? "

" આજ દિન સુધી હું જે પ્રતિમા ધરાવતી હતી તે પ્રતિમા અસાર છે. મેં વિષને અમૃત માનીને હૃદયમાં સ્થાન આપ્યું હતું એ હું આજે જ સમજી શકી છું. અને તેથી જ હું તે અસાર વસ્તુનો ત્યાગ કરવા માટે પ્રવૃત્ત થઈ છું. "

આ પ્રમાણે શારદાએ લલિતાને ઘણું ઘણું સમજાવીને અંતે તેને ઘેર મોકલી દીધી અને પોતે ઉદ્વિગ્ન ચિત્તે ઇષ્ટ માર્ગે ચાલી જવા લાગી. શારદાને અત્યારે સંસાર અસાર લાગવા માંડયો હતો.

# પ્રકરણ ૨૫ મું.

## જગત્સેવિકા.

શારદાએ સંસારનો ત્યાગ કર્યો. આ બાજુ તેનું પ્રણયપક્ષી વિરહજ્વાળાથી દગ્ધ થવા લાગ્યું. માનવહૃદયના ઉંડા ભાગમાં વૈમનસ્યબુદ્ધિ હોય છે અને મનુષ્ય એ દુર્દમનીય વૃત્તિનો ત્યાગ સ્હેલાઇથી કરી શકતો નથી. હરિપ્રસાદ ગુરૂની આજ્ઞાથી વીરપુર આવ્યો. ત્યાં આવ્યા પછી જ્યારે તેણે પોતાના મિત્રોએ પોતાની પત્ની પ્રત્યે ચલાવેલા વર્તનની હકીકત જાણી ત્યારે તેના સંતાપનો પાર રહ્યો નહિ. પ્રતિહિંસાબુદ્ધિ ખરેખર ધર્મ વિરૂદ્ધ છે. પરંતુ હરિપ્રસાદ તે બુદ્ધિને પોતાના હૃદયમાંથી નિર્મૂળ કરી શક્યો નહિ.

હરિપ્રસાદ વીરપુરમાં આવ્યો, ત્યારે તેના મિત્રવર્ગમાંનાં કોઇએ પણ તેનો સત્કાર કર્યો નહિ. ઉલટું તેઓ હરિપ્રસાદને કેદ પકડાવવાની ખટપટ કરવા લાગ્યા. સાંભળેલી વાતનો આજે હરિપ્રસાદને પ્રત્યક્ષ અનુભવ થયો. પરંતુ તે શું કરી શકે ? સંસારી લોકોની સાથે વૈરબુદ્ધિથી વર્તવાની તેને ઇચ્છા ન જ થઇ. પરંતુ વ્યવહાર બુદ્ધિની જાળ તોડીને પાર ઉતરી જવાનું કાય કંઇ સ્હેલું નહોતું એવી હવે તેની ખાત્રી થઈ. હરિપ્રસાદે ગૃહત્યાગ કર્યો. તેને સંસાર પર અભાવ ઉત્પન્ન થયો. પ્રલોભનથી પોતાનું રક્ષણ થાય એટલા માટે તે ગુરૂદેવે કહેલા પર્વત શિખર તરફ પુનઃ ચાલ્યો ગયો. પરંતુ ત્યાં તેને ગુરૂદેવનો મેળાપ થયો નહિ. તે નિરાશ થઇને પર્વત પ્રદેશમાં જ્યાં ત્યાં વિહાર કરવા લાગ્યો. ગૃહપરિત્યાગ કર્યા પછી હરિપ્રસાદ પોતાને સંન્યાસી તરીકે ઓળખાવવા લાગ્યો. તેણે સંન્યા-

સ્રીવેષ પરિધાન કર્યો. હરિનારાયણના અભિધાનથી તે પોતાનો પરિચય સર્વત્ર આપવા લાગ્યો. પાઠક ! ભૂટિઆ મન્દિરમાં આપણે પ્રથમ જે સંન્યાસી જોયો હતો તે સંન્યાસી તે આપણો હરિપ્રસાદ જ હતો. મોહિનીને વિદ્યાભ્યાસ કરાવવા માટે તે આવતો હતો તેમાં તેનો આંતરિક હેતુ એ હતો કે પ્રખર પ્રલોભનની સામેના યુદ્ધમાં જિતેંદ્રિયત્વની પરીક્ષા આપવી. હરિપ્રસાદની ત્યાર પછીની હકીકત આપણે પાછળ વાંચી ગયા છીએ.

ગુરૂદેવનું નામ વિશ્વેશ્વર સ્વામી હતું. હરિપ્રસાદના પિતા કાશીધામની યાત્રાએ ગયા હતા ત્યારે વિશ્વેશ્વર સ્વામીની સાથે તેનો મેળાપ થયો હતો. સ્વામીજીની વિદ્વત્તા તથા તેમના જ્ઞાનથી હરિપ્રસાદના પિતાને બહુ આનંદ થયો હતો. તેણે ગુરૂદેવને ઘણી ઘણી વિનંતીઓ કરીને વીરપુર આવવાની વિનંતી કરી. સ્વામીજી વિશ્વેશ્વરજી હરિપ્રસાદના પિતાના આગ્રહથી વીરપુર આવ્યા. હરિપ્રસાદના પિતાએ સ્વામીજીને માટે પોતાના ગૃહમાં રહેવા માટે એક જૂદો ઓરડો કાઢી આપ્યો હતો. સ્વામીજી રાત્રિ દિવસ એ ઓરડામાં બેઠાં બેઠાં ઇશ્વર ચિંતન કર્યા કરતા હતા. હરિપ્રસાદના પિતાએ મરતાં મરતાં હરિપ્રસાદનો હાથ સ્વામીજીને સોંપ્યો હતો. ગુરૂદેવ પોતે પ્રેમસ્વરૂપ હતા. તેમાં યે વળી હરિપ્રસાદ તેમને બહુ જ પ્રિય હતો. ગુરૂદેવે હરિપ્રસાદની આત્મિક ઉન્નતિ અર્થે કેવા કેવા પ્રયત્નો કર્યા હતા તે આપણે ઓગણીસમા પ્રકરણમાં વાંચી ગયા છીએ. હરિપ્રસાદને ઘેર જવાનું સૂચવીને ગુરૂદેવ ભ્રમણ કરવા નીકળી પડયા. આત્મોન્નતિ માટે ગુરૂદેવ માનવ જીવનનું અધ્યયન કરવાના ઉદ્દેશથી પ્રત્યેક ગામમાં થોડા દિવસ સુધી નિવાસ કરતા. ગુરૂદેવે પૂર્વ બંગાળામાં પ્રવાસ કર્યો હતો. હાલ તેઓ હિમાલયની

નજીકના પ્રદેશમાં પ્રવાસ કરતા હતા. ગુરૂદેવ જ્યાં જ્યાં જતા હતા ત્યાં ત્યાં તેમનો યોગ્ય સત્કાર થતો હતો. ગુરૂદેવનું અંતઃકરણ પ્રેમાળ હોવાથી સૌ કોઈ તેમના તરફ આકર્ષાતું હતું. ગુરૂદેવે આ પ્રમાણે એક વર્ષ સુધી પ્રવાસ કર્યો. હવે તેમની ઇચ્છા પર્વત શિખરપર જવાની હતી. તેમણે હાલ ઉત્તર દિશા તરફ પ્રવાસ કરવા માંડયો હતો. ચાલતાં ચાલતાં તેઓ એક દિવસ એક ન્હાના સરખા ગામડામાં રોકાઇ ગયા. આ ગામડામાં આવ્યા પછી તેમને એક વૃતાંત જાણવાનો લાભ મળ્યો. પરંતુ તે વૃત્તાંત જાણ્યા પછી તેમના આશ્ચર્યને અવધિ જ થયો.

ગુરૂદેવે આ ગામમાં પ્રત્યેક મનુષ્યને એક વિરક્ત સ્ત્રીની પ્રશંસા કરતાં સાંભળ્યો. એ વિરક્ત સ્ત્રી આ ગામડામાં ત્રણ વર્ષ થયાં આવીં હતી અને તે એક સંન્યાસિની હતી. રાત્રિના સમયે એક વિશાળ વૃક્ષની નીચે બેસીને તે નિત્ય યોગસાધના કરતી અને દિવસના સમયમાં ગામનાં કોઇ પણ બિમાર મનુષ્યની સેવાસુશ્રૂષા કરતી. આશ્ચર્યની વાર્ત્તા તો એ હતી કે તે સ્ત્રી પાસે એક કોડી સુદ્ધાં નાહ હોવા છતાં ગામનાં પુષ્કળ લોકોને તેણે ઉપકારબદ્ધ કરી નાખ્યાં હતાં. ગામના સર્વ લોકોને તે પ્રિય હતી. રોગીની સેવા-સુશ્રૂષા, વૃદ્ધજનોની સેવા, દુઃખી મનુષ્યોને શાન્તવન, સ્ત્રીઓને પતિ ભક્તિનું શિક્ષણ, પુરૂષોને અબળાનું હૃદય ઓળખીને પત્ની પ્રત્યે અકૃત્રિમ આચરણ રાખવાનો ઉપદેશ, શ્રમિત પ્રવાસીઓનો આદર-સત્કાર, બાળકોને નીતિ શિક્ષણ, ઇત્યાદિ ઉત્તમ કાર્યો કરવામાં જ સંન્યાસિની દિવસનો સમય વ્યતીત કરતી હતી. ખેડુત, વ્યાપારી, શ્રીમંત, ગરીબ, મૂર્ખ, જ્ઞાની, બ્રાહ્મણ, શૂદ્ર ગમે તે હોય, પરંતુ તે પ્રત્યેક મનુષ્યના ઘેર જઈને તે આત્મકર્ત્તવ્ય બજાવતી. સંન્યાસિની

માતૃહીનની માતા, પિતૃહીનની પિતા, અનાથોની નાથ, મૂર્ખનો શિક્ષક, રોગીનો વૈદ્ય, અને બાળક બાળિકાઓની ઉપદેશકર્ત્રી હતી. ગામના લોકોને સંન્યાસિની બદલ એટલી બધી શ્રદ્ધા હતી કે તેઓ સંન્યાસિનીના સલાહ લીધા સીવાય કોઇ પણ કાર્ય કરતા નહોતા. સંન્યાસિની ગામના પ્રત્યેક લોકોના ઘેર જતી. પરંતુ તેના જવાનો વખત ચોક્કસ નહોતો. સંન્યાસિની સંબંધી આટલી માહીતી મળવાથી ગુરૂદેવને તેના સંબંધમાં વિશેષ જાણવાની જિજ્ઞાસા થઇ. પરંતુ ગુરૂદેવને તેમાં નિરાશા મળી. ગામના લોકોને સંન્યાસિનીના સંબંધમાં અમે ઉપર જણાવી ગયા છીએ તે કરતાં વિશેષ માહીતી હતી જ નહિ. સંન્યાસિનીએ પોતાનું પૂર્વ વૃત્તાંત કોઇને કહ્યું જ નહોતું. જો કોઇ પણ મનુષ્ય સંન્યાસિનીને તેના પૂર્વચરિત્ર સંબંધી પુછપરછ કરતો તો તે માત્ર એટલું જ કહેતી:—"ભાઇ, તમારી એ જિજ્ઞાસા તૃપ્ત થઈ શકશે નહિ. કૃપા કરીને મને આ બાબતમાં કાંઇ પણ પુછશો જ નહિ."

સંન્યાસિની સંબંધી વિશેષ હકીકત નહિ મળવાથી ગુરૂદેવ ખિન્ન થયા. તેમને સંન્યાસિનીને મળવાની ઇચ્છા થવા લાગી. પરંતુ તેમની એ ઇચ્છા પૂર્ણ થઇ નહિ. ગુરૂદેવ કોઇને ઘેર જાય તો સંન્યાસિની તે સમયે બીજાને ઘેર જ ગઈ હોય. કદાચ ગુરૂદેવને ખબર પડે અને સંન્યાસિની જેના ઘેર ગઈ હોય ત્યાં તેઓ જાય તો તે વળી ત્યાંથી ત્રીજા જ મનુષ્યના ઘેર જતી રહી હોય ! રાત્રિએ સંન્યાસિની જે સ્થળે ધ્યાનમગ્ન થતી ત્યાં ગામના થોડા લોકો તેનું રક્ષણ કરવા માટે રહેતા અને કોઈ પણ મનુષ્યને સંન્યાસિની પાસે જવા દેતા નહિ. વળી સંન્યાસિનીએ ગામના લોકોને સ્પષ્ટ કહ્યું હતું કે, જે દિવસે તેની ધ્યાનમગ્નાવસ્થામાં વ્યત્યય આવશે તે જ દિવસે

તે આ ગામનો ત્યાગ કરીને ચાલી જશે. લાલચથી કોઈ પણ મનુષ્યને વશ કરવો એ કંઇ સ્હેલી વાર્તા નથી. અંતે ગુરૂદેવે નિરાશ થઇને ગામના એક મનુષ્યની સાથે સંન્યાસિનીને આ પ્રમાણે સંદેશો મોકલ્યોઃ–" એક વખત આપનાં ચરણદર્શન કરવાની ઇચ્છા છે. આપના દર્શનની ઇચ્છાથી જ હું અહિં ઘણા દિવસ થયાં આવીને રહ્યો છું, પરંતુ મારી આશા અદ્યાપિ સફળ થઈ નથી."

ગુરૂદેવના સંદેશાનો સંન્યાસિનીએ આ પ્રમાણે ઉત્તર મોકલ્યોઃ– "હું પણ આપનાં દર્શન કરવા માટે બહુ ઉત્સુક છું. પરંતુ મને સમય મળતો નથી. કર્ત્તવ્ય ત્યજીને હું આપને મળી શકતી નથી તો ક્ષમા કરશો !"

સંન્યાસિનીનો સંદેશો સાંભળીને ગુરૂદેવ વિસ્મિત થયા. તેમણે વિચાર કર્યો કે મનસા વાચા કર્મણા અન્યની સેવામાં ઉદ્યુક્ત રહેનારને સમય ન મળે એ વાર્ત્તા પણ સત્ય છે. સંન્યાસિનીનાં પ્રત્યક્ષ દર્શન શી રીતે થઇ શકે તેનો માર્ગ ગુરૂદેવને કોઇએ બતાવ્યો નહિ. ગુરૂદેવ હતાશ થઇ ગયા.

બહુ બહુ પ્રયત્નના પરિણામે ગુરૂદેવને સંન્યાસિની સંબંધી માત્ર એટલી જ વિશેષ માહીતી મળી કે તે સંગીતપ્રિયા હતી. સંન્યાસિનીનો સ્વર મધુર હતો. ગુરૂદેવે રાત્રિના સમયે એક બે વખત સંન્યાસિનીના ગાનનો લાભ પણ લીધો. સંન્યાસિની એક જ વખત ભોજન કરતી. તે કોઈ પણ મનુષ્યને ત્યાં જમી લેતી. લોકોમાં એવી વાત ચાલતી હતી કે સંન્યાસિની પતિહીન અબળાઓને શાન્ત્વન આપવામાં જ દિવસનો ઘણો ભાગ વ્યતિત કરતી. સંન્યાસિની વિધવા તેમ જ પતિત્યક્તા સ્ત્રીઓના સહવાસમાં પોતાનો વિશેષ સમય વીતાડતી.

આ થોડી ઘણી હકીકત જાણવાથી તો ગુરૂદેવની સંન્યાસિનીનો મેળાપ કરવાની જિજ્ઞાસા દ્વિગુણિત થઇ. હિમાલયના શિખર પર સત્વર જવાનો પોતાનો વિચાર હાલ તરત મુલતવી રાખીને, ગુરૂદેવે હજી પણ થોડા દિવસ સુધી આ ગામમાં જ રહેવાનો દઢ નિશ્ચય કર્યો. જગત્સેવિકા સંન્યાસિની કોણ હતી તે જાણવાની તેમની ઇચ્છા દિન પ્રતિદિન વૃદ્ધિંગત થવા લાગી.



# પ્રકરણ ૨૬ મું.

## સંન્યાસિની.

કોઇ પણ પ્રકારના બદલાની આશા રાખ્યા સિવાય પાત્રે દાન કરનારા મનુષ્યો આ જગતમાં બહુ થોડા હોય છે. પુનઃ પ્રાપ્તિનીઆશા હોય ત્યાં જ દાન અપાય છે એવો આ જગતનો ક્રમ છે. પ્રાપ્તિની આશાથી જ એક સંસારી અન્ય મનુષ્યને સહાય કરવા માટે પ્રવૃત્ત થાય છે. બંધુ પોતાના બંધુ પ્રત્યે પ્રેમ ધરાવે છે તે પણ પ્રેમપ્રાપ્તિની આશાથી જ. સ્ત્રી પોતાના પતિ પ્રત્યે પ્રેમ ધરાવે છે તે પણ પોતાના મનોરથ પૂર્ણ થાય એટલા જ માટે. ધનિક નિર્ધનને સહાય કરે છે તે પણ પોતાની ચાકરી કરાવવા માટે જ. ધર્મસંપન્ન મનુષ્ય પાપીને ધર્મબોધ કરે છે તે પણ પોતાના શિષ્ય સંપ્રદાયની વૃદ્ધિ અર્થે જ. સમર્થ વર્ગ નિર્બળ વર્ગને સહાય કરે છે તે એટલા જ માટે કે પોતાને સંકટના સમયમાં મદદરૂપ થાય. જો આ જગતનું નિરીક્ષણ બારિકીપૂર્વક કરવામાં આવે તો તત્કાળ આપણને લાગે છે કે પ્રાપ્તિ અને સામાન્ય સ્વાર્થની આશાનો ત્યાગ કરીને અન્યને સહાય કરનાર એક પણ વ્યક્તિ મળી આવે નહિ. આથી જ શત્રુના પંઝામાં સપડાઇ ગયેલો મનુષ્ય અશ્રુપાત કરે છે. બન્ધુપ્રેમ નહિ મળવાથી બન્ધુ અસ્થિર બની જાય છે. પતિનું દર્શન નહિ થવાથી પત્નીનું મન ચંચળ થાય છે અને અશ્રુ સારવા લાગે છે. સેવક જો સેવા ન બજાવી શકે તો સ્વામી ક્રુદ્ધ થઇને તેને ગાલિપ્રદાન કરવા લાગે છે અને તેને અકૃતજ્ઞ–બેદરકાર ગણે છે. શિષ્ય સ્વતંત્ર માર્ગાવલંબી થાય છે તો જ્ઞાનસંપન્ન ગુરૂ તેને વાક્બાણથી તાડન કરે છે.

આ પ્રમાણે પ્રત્યેક મનુષ્ય ઇષ્ટપ્રાપ્તિમાં મગ્ન થએલા છે. પ્રત્યેક મનુષ્ય સ્વાર્થ સાધવાની ખાતર જ અન્યને સહાય કરવા માટે પ્રવૃત્ત થાય છે. જનસ્વભાવ જ એવો છે. આ સ્વભાવ સારો છે કિંવા ખોટો તેની મીમાંસા અત્રે કરતા નથી. આ સ્વાર્થની આશાથી બદ્ધ થઇને મનુષ્ય પોતાની મહત્તા બતાવવા માટે ઉદ્યુક્ત ન થાય તો તેનું જીવન સહસ્રધા શ્રેષ્ઠ ગણાય, કિંવા નિરાશા તેને પોતાના કાબુમાં લઇને તેનું જીવન મલીન કરી નાખે, ઇત્યાદિ મુદ્દાઓની ચર્ચામાં ઉતરવાની અમે ઇચ્છા ધરાવતા નથી.

સંન્યાસિની પરકીય સેવામાં જ પોતાનો સઘળો સમય વીતાડતી. આમાં તેને શો સ્વાર્થ હતો ? આમ કરવામાં તેને શી પ્રાપ્તિની આશા હતી ? સંન્યાસિની પણ એક મનુષ્ય હતી અને આમ છતાં તેણે પોતાના સ્વાર્થને શા માટે તિલાંજલિ આપી હશે તેનો કોઇ તર્ક કરતું નહોતું. જેમ જેમ સંન્યાસિનીની ખ્યાતિ વધતી ગઇ તેમ તેમ ગામમાંથી નિત્ય તેના માટે વિવિધ પ્રકારનાં ભોજનો આવવા લાગ્યાં. પરંતુ સંન્યાસિની કોઇના ભોજનનો સ્વીકાર નહિ કરતાં તે સ્મિતપૂર્ણ વદને લાવનારને તે પાછું લઇ જવાની વિનંતી કરતી. પોતાના પ્રીતિપાત્ર મનુષ્યને પ્રેમચિહ્‌ન તરીકે અમુક વસ્તુ આપવામાં મનુષ્ય પ્રાણી ગર્ક થઈ જાય છે, એ દેખીતું છે ધીમે ધીમે સંન્યાસિનીએ ગામના સર્વ મનુષ્યોનાં અંતઃકરણ વશ કરી લીધાં. પ્રત્યેક મનુષ્ય સંન્યાસિનીને કંઇ નહિ ને કંઈ વસ્તુ આપવા આવતો. પરંતુ તે શું કહેતી ? તે તેને પ્રફુલ્લ વદને કહેતી કેઃ—" ભાઈ, હું આ વસ્તુને શું કરૂં ? મને આ વસ્તુની જરૂર નથી. જે મનુષ્યને તેની જરૂર હોય તેને જો તમે તે વસ્તુ આપશો તો તે તમારો કેટલો બધો આભાર માનશે ? " કદાચ સંન્યાસિનીનું આ કથન સાંભળીને કોઈ મનુષ્ય કહેતો કેઃ-" માતાજી,

તમે મારા ઉપર કેટલા બધા ઉપકારો કર્યા છે? હું આપના માટે કંઈક તો કરૂંને ? " ત્યારે સંન્યાસિની આ પ્રમાણે જવાબ આપતી:— "હું તમારા ઘેર કોઇ પણ પ્રકારની આશાથી આવતી નથી. ઇશ્વર કૃપાથી મને કોઇ પણ વસ્તુની અપેક્ષા નથી. જૂઓ તમારા કામના વખતે હું ઉપયોગમાં આવી, પણ જો તમારે કોઇની જરૂર નહોત તો મેં તમારા માટે શું કર્યું હોત ? હું કોઇ પણ પ્રકારની આશાથી તમારૂં કામ કરતી નથી. કૃપા કરીને મારા કર્ત્તવ્યમાં તમે વિઘ્ન ન નાખો ! "

એક વખતે એક મનુષ્ય સંન્યાસિનીને કંઇ વસ્તુ આપવા આવ્યો અને સંન્યાસિનીએ જ્યારે તે વસ્તુનો સ્વીકારવા કરવા માટે આનાકાની કરવા માંડી ત્યારે તે બોલ્યો:–"માતાજી, તમે આ વસ્તુનો સ્વીકાર નહિ કરો તો મારૂં હૃદય બહુ જ દુઃખિત થશે. તમે મને શામાટે ઋણમુક્ત થવા દેતાં નથી ? "

" ભાઈ, " સંન્યાસિની સ્મિત કરતી બોલી:–" આ જગતમાં કોઈ કોઇનું ઋણી નથી. જેની જેટલી લેણદેણ હોય છે, તે લેવાય દેવાય છે. મનુષ્ય મનુષ્યનો ઋણી નથી. ઇશ્વર એકને શ્રીમંત અને બીજાને ભીખારી શા માટે કરે તેનો વિચાર કરો ! તમે મારા ઋણમાં છો જ નહિ. મેં માત્ર મારૂં કર્ત્તવ્ય બજાવ્યું છે. "

આમ કહેવા છતાં પણ તે મનુષ્ય સંન્યાસિનીને અમુક વસ્તુનો સ્વીકાર કરવાનો દુરાગ્રહ કરવા લાગ્યો ત્યારે સંન્યાસિની બોલી:— "ભાઈ, મને તેની જરૂર નથી. તમે મને શા માટે ત્રાસ આપો છો?"

માનવજાતિમાં આવી નિર્મોહતા ભાગ્યે જ જોવામાં આવે છે. સંન્યાસિનીમાં એ વૃત્તિ જોઇને ગામના લોકોની તેના તરફની પ્રીતિ વધવા લાગી. ગામના લોકોએ અનેક સંન્યાસીઓ અને સંન્યાસિ-

નીઓને જોયાં હતાં. તેમને જે વસ્તુ આપવામાં આવે તેનો તેઓ આનંદથી સ્વીકાર કરતાં, પરંતુ આ સંન્યાસિની તો નિત્યના આહાર જેટલું જ ગ્રહણ કરતી. આ સિવાય તે કોઇ પણ વસ્તુનો કોઇની પાસેથી સ્વીકાર કરતી નહોતી તેમ જ તે પ્રત્યેક મનુષ્યની સેવામાં તત્પર રહેતી.

સંન્યાસિનીના આવા વર્તનનું કારણ કોઇ કળી શકતું નહિ. ગામના લોકોએ સંન્યાસિનીની આ હકીકત ગુરૂદેવને કહી સંભળાવી. સંન્યાસિની જ્ઞાનની પરાકાષ્ટાએ પહોંચી હોવી જોઇએ, એવી ગુરૂદેવની પ્રતીતિ થઈ.

ત્યાર પછી થોડા જ દિવસમાં ગુરૂદેવ પર્વતશિખર પર ચાલ્યા ગયા. માત્ર એક જ વખત ગુરૂદેવનો સંન્યાસિની સાથે મેળાપ થઈ શક્યો. સંન્યાસિનીના જીવનની જે હકીકત ગુરૂદેવ કળી શક્યા તે, વાચકવર્ગ આગળ વાંચશે. પર્વત શિખરપર ગયા પછી ગુરૂદેવને હરિ-નારાયણનો મેળાપ લગભગ પાંચ મહિના પછી થયો. વાચકો એ હકીકત આ નવલકથાના તૃતીય પ્રકરણમાં વાંચી ગયા છે. ગુરૂશિષ્યનો મેળાપ થયા પછી તેમની વચ્ચે જે સંવાદ થયો તે વાચકવર્ગ હવે પછીના પ્રકરણમાં વાંચશે.



# પ્રકરણ ૨૭ મું.

## ગુરૂચરણે.

ગુરૂદેવની આજ્ઞા પ્રાપ્ત થયા પછી હરિનારાયણે ગુહાનું દ્વાર ઉઘાડીને અંદર પ્રવેશ કર્યો અને ગુરૂદેવનાં ચરણોમાં જઇને પોતાનું શિર ઝુકાવ્યું. હરિનારાયણ બોલ્યોઃ–" પ્રભુ, હું દિશાશૂન્ય થઇ ગયો છું. મારૂં ચિત્ત અસ્વસ્થ થયું હોવાથી જ હું આપનાં ચરણો પાસે આવ્યો છું. આ દોઢ વર્ષમાં હું પૂર્વે પણ બે વખત અહિં આવી ગયો હતો, પરંતુ આપે પર્વતારોહણ કર્યું નહોતું. "

" બેટા ! હું તારી માનસિક અવસ્થા કળી શક્યો છું. હરિનારાયણ, ઇન્દ્રિયવિષયક વસ્તુ પાસે સુખની શોધ કરનાર મનુષ્ય દુઃખી જ થાય છે. ઇન્દ્રિયો ચંચળ છે. ઇન્દ્રિયોનું વિષ પણ ચંચળ છે. આજે હું વિશેષ વિવેચન કરતો નથી, પરંતુ બેટા ! ધર્મપ્રાપ્તિ કરનારે વિષયાસક્તિનો સર્વાંશે ત્યાગ કરવો જોઇએ એ તો હું તને ઘણીવાર સમજાવી ચૂક્યો છું. જો એમ ન થાય તો ઇન્દ્રિય વિષયાવેગ સહન નહિ થવાથી માનવ મન માર્ગભ્રષ્ટ થાય છે. સંસારનો મોહ દૂર કરવો એ કઠિન છે ખરૂં, પરંતુ માનસિક રિપૂઓ પર વિજય પ્રાપ્ત કરવાની ખાસ આવશ્યક્તા છે. જે મનુષ્ય ઇન્દ્રિયજન્ય વિષય અને તેનો ઉપભોગ એ બન્નેનો મોહ ત્યજી દેવા સમર્થ થાય છે તેજ ધર્મપ્રાપ્તિ કરી શકે છે. સંસારનું સુખ, સંસારનું શાન્તિ-સમાધાન એ સર્વ આ નશ્વર શરીર પ્રમાણે ક્ષણભંગુર–ચંચળ છે. નિત્ય ઉન્નતપથગામી થવાની ઇચ્છા રાખનારને એ અવિનાશી વસ્તુ કરતાં બીજો કયો આધાર છે ? ઉન્નત ઇશોન્મુખ આત્માનું અસ્તિત્વ

જો આપણે નાકબુલ કરીએ તો પછી તું કોણ અને હું કોણ ? આત્મા અવયવરહિત છે. તે સંસારનું અવલંબન કરતો નથી. સર્વ માનસિક વૃત્તિઓ ઇન્દ્રિયોને આધીન થઇને રહે છે. વિચારશક્તિ ઇન્દ્રિયોની દાસી છે, આત્મા સંસારની કોઇ પણ વસ્તુને આધીન નથી. ષડ્રિપુના તાત્કાલિક સુખકારી પરંતુ મોહમય ભોગ્ય વિષયથી મનને દૂર રાખીને જે આત્મકલ્યાણ કરવા માટે જ મથ્યા કરે છે તે પુરુષને ધન્ય છે. વત્સ! મનને જો સંસાર અને નરકમાં ફેંકી દઇએ તો આત્મા કોનો આશ્રય લેશે? મન આત્માની યંત્રશક્તિ છે. જો એ યંત્ર જ બગડે તો આત્મા અસ્થિર થાય છે. પદભ્રષ્ટ થાય છે—આશ્રયશૂન્ય થાય છે—વિષયાસક્તિથી તારા મનને દૂર કર ! મનને આત્મકલ્યાણની શોધ કરવાના કામે લગાડી દે ! મનનો સ્વાભાવિક ધર્મ આત્મકલ્યાણ કરવાનો જ છે, એમ કરવાથી જ અનાયાસે શાન્તિ મળશે. આત્માના આશ્રયસ્થાન બે નથી. જેઓ આત્માનું આસ્તિત્વ કબૂલ કરે છે, આત્મા ઉન્નતપથગામી છે, એમ જેઓ માને છે, તે સઘળાઓનો મત એવો છે કે આત્માને એક જ આશ્રયસ્થાન છે. શરીર અને ઇન્દ્રિયો સંસારમાં જડ વસ્તુઓ છે. સંસાર સુખ પામવાથી તે તૃપ્ત થાય છે. પરંતુ આત્મા અવયવરહિત હોવાથી તે ઇન્દ્રિયાતીત છે. તેને સંસારમાં કેવી રીતે સુખ મળે ! જ્યાંસુધી આત્માનું યંત્ર મન સંસારમાં સુખની શોધ કરે છે અને શરીરના સુખસાધનમાં મગ્ન છે, ત્યાં સુધી આત્મા બિચારો રોગગ્રસ્ત છે. બેટા ! તારી પણ એવી જ સ્થિતિ થઈ છે. મેં સંસાર ત્યાગ કર્યો તેનાં કારણો અનેક છે. ભોગવિલાસની આસક્તિનો ત્યાગ કર ! મોહ ઉત્પન્ન થયો તો તેના ઉપર વિજય મેળવ !

ભગવાન શ્રીકૃષ્ણ પણ શું કહે છેઃ—

**असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः।**
**वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥**

**ભાવાર્થઃ—અજીતાત્મા થકી યોગ સધાવો મનુ દુર્લભ;**
**વશ્યાત્મ. તો મથતાંયે ઉપાયે સાધી તે શકે.**

માટે વત્સ, હું કહું તે સાંભળઃ—

ઇન્દ્રિયવિષયક સુખોને લાત માર એટલે આત્માને અક્ષય સ્થાન મળશેજ. મનને સંસારાસક્ત રહેવા દઇને ચંચળ બુદ્ધિ બાળકની પેઠે આત્માની શાન્તિ માટે આમ વ્યગ્ર થવાથી શું વળે ? જ્યાં સુધી રોગ-નિર્ણય ન થાય ત્યાં સુધી ગુણકારી ઔષધિની યોજના શી રીતે થાય ? કેમ બેટા ! મારૂં રોગનિદાન તને બરાબર લાગે છે કે નહિ ?"

સંન્યાસીએ દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તેના નયન હૃદયમાંથી અશ્રુ પ્રવાહ વહેવા માંડયો. ગુરૂદેવ માટેની તેના મનમાંની આદરબુદ્ધિ શત-ગણી વધી. તેણે રોમાંચ અનુભવ્યો. સંન્યાસી ગુરૂદેવનાં ચરણોમાં મસ્તક નમાવીને બોલ્યોઃ–" પ્રભુ, મારી દિશાભૂલ થાય છે. બ-ચાવો ! મને બચાવો !"

ગુરૂદેવે સંન્યાસીના મસ્તક પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યુંઃ- " બેટા ! શાન્ત થા ! શાન્ત થા !"

સંન્યાસીએ પોતાનું શિર ઉંચું કર્યું અને ગુરૂદેવ પ્રત્યે તાકી રહ્યો એટલે ગુરૂદેવ બોલ્યાઃ–" બેટા ! મોહિનીનું હૃદય પવિત્ર પ્રેમમય છે. સચરાચર પ્રાણીમાં જે પ્રેમ જોવાથી આપણને ધિક્કાર આવે છે તેવો મોહિનીનો પ્રેમ નથી. તારો પત્ર તેને મળ્યા પછી તે અહિં આવી હતી. તેનો સ્વભાવ જોઇને હું અતિ સંતુષ્ટ થયો છું. તેં તેના માટે જે કલ્પનાઓ કરી છે તેવી તે નથી. રિપુપર વિજય મેળવવામાં તું હજી સમર્થ નિવડયો નથી. કસોટીમાં ઉત્તીર્ણ થવાની યોગ્યતા હજી-સુધી તું પ્રાપ્ત કરી શકયો નથી. ચિત્તનો સંયમ અભ્યાસથી જ થઇ શકે છે. પ્રલોભનની સમીપમાં ચિરકાળ પર્યંત રહેવાથી કોઇ વિજયી

થઈ શકતું નથી. અને તેથી જ પ્રલોભનપૂર્ણ સંસારમાં થોડા સમય સુધી રહીને ચિત્તસંયમન કરવાનો–રિપુઓપર વિજય પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરવો પડે છે. અમુક ચોક્કસ કરેલા સમય દરમ્યાન જે આત્મસંયમ કરી શકવા સમર્થ નિવડતો નથી તે ધર્મપ્રાપ્તિને યોગ્ય થતો નથી. અનેક કઠિન સાધનાઓ સાધી લીધા સિવાય ધર્મના અધિકારી થવાતું નથી. મોહમય સંસારમાં પરીક્ષા આપીને વિજયી થયાપછી જ મેં પોતે પણ સંસારનો ત્યાગ કર્યો છે. સંસારત્યાગ કરવાની જરૂર એ જ કારણે છે કે, સંસારના પ્રલોભનમાં મનુષ્ય ચિરકાળસુધી અચંચળ રહી શકતો નથી. મનુષ્યનું મન, બુદ્ધિ, અને વિવેક એ બધાં યે ચંચળ છે. નિયમિત કાળ પર્યંત તું પ્રલોભનપર વિજય મેળવી શક્યો નથી. તું આમ ભય શાથી પામે છે? મોહિનીએ મારી સમક્ષ જે નીતિકથા કહી તે સાંભળીને હું સંતુષ્ટ થયો છું. તારા શિક્ષણના પ્રભાવથી મરૂભૂમિમાં સુંદર સુવાસયુક્ત પુષ્પ વિકસિત થયું. મોહિની તારાં દર્શન કર્યાં સિવાય રહી શકતી નથી. તે મને આ પ્રમાણે કહેતી હતી:–"પંડિત મહાશયના દર્શનથી મારી ધર્મજિજ્ઞાસા વૃદ્ધિંગત થતી હતી. પરંતુ કોણ જાણે કે શાથી તેમણે મારો ત્યાગ કર્યો!" વાસ્તવિક રીતે જોવા જતાં મોહિનીની માનસિક ઉન્નતિ તારી સહાયથીજ થઇ શકી છે. જો તેં તેને આવું ઉચ્ચ શિક્ષણ ન આપ્યું હોત તો તે આટલી બધી સંસ્કારી ન બની શકી હોત; પરંતુ આશ્ચર્યની વાર્તા એ છે કે તે અત્યંત પવિત્રાચરણી–પવિત્ર પ્રેમમૂર્તિને દુષ્ટ પ્રલોભન સમજીને તેં તેનો ત્યાગ કર્યો! મેં તને પ્રથમથી જ કહ્યું હતું કે પ્રલોભનથી જ તારી પરીક્ષા થશે. જો તેં મોહિનીને પ્રલોભન સ્વરૂપ માની લીધી તો પછી તેં તેનો ત્યાગ શા માટે કર્યો? તું આત્મવિજય પ્રાપ્ત કરવામાં અસમર્થ નિવડયો છે?" આટલું બોલતાં સ્વામીજીના નેત્રદ્વયમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

પુનઃ થોડી વાર સુધી શાન્ત રહ્યા પછી ગુરૂદેવ બોલવા લાગ્યાઃ– "વત્સ! મોહિની મારી પાસે બે વખત આવી હતી. પ્રથમ દિવસે તે તારૂં પૂર્વ વૃત્તાંત સાંભળીને અહિંથી ચાલી ગઇ હતી. આઠ દિવસ પછી આ એક પત્ર લઇને તે અહિં આવી હતી. ત્યારપછી આ બીજો પત્ર તેણે એક મનુષ્યની સાથે અહિં મોકલી આપ્યો હતો." એમ કહીને ગુરૂદેવે બન્ને પત્રો સંન્યાસીના હાથમાં મૂકયા અને ત્યાર પછી તે બોલ્યાઃ–"બેટા! તું આ પત્રો એકાંતમાં વાંચી જોજે અને ત્યાર પછી મારી પાસે આવજે. ત્યાં સુધી તું કયા માર્ગનું અવલંબન કરીશ તેનો હું વિચાર કરી લઉં."

તરત જ સંન્યાસી બન્ને પત્રો લઇને થોડેક દૂર ગયો અને તે પત્રો વાંચવા લાગ્યો.



# પ્રકરણ ૨૮ મું.

## ધર્મસંકટ.

સંન્યાસીએ પત્ર વાંચવા માંડયો. તેનું હૃદય ધબકવા લાગ્યું. તેણે રોમાંચ અનુભવ્યો. જેમ જેમ સંન્યાસી પત્ર વાંચતો ગયો તેમ તેમ તેનું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. તે પત્રમાં આ પ્રમાણે લખેલું હતું:—

" પંડિતજી ! આપનો પત્ર જે દિવસે પ્રાપ્ત થયો તે દિવસની મારી સ્થિતિનું વર્ણન કરવું અશક્ય છે. મનોયાતના સહન નહિ થઈ શકવાથી આપનો પત્ર મળ્યા બાદ બે દિવસ પછી હું આપના ગુરૂદેવના આશ્રમમાં ગઇ હતી. મારી સઘળી હકીકત સાંભળીને ગુરૂદેવ પણ બહુ દુઃખિત થયા. મેં તેમની સાથે ઘણી વાતચિત કરી. તેઓશ્રી આપની મુલાકાત સત્વર થાય એમ ઇચ્છે છે.

આપની હકીકત ગુરૂ મહારાજને કહીને મેં દુઃખિત કર્યા છે. આપનો પત્ર મળ્યા પછી આપનું પૂર્વચરિત્ર જાણવાની મારી જિજ્ઞાસા બહુ તીવ્ર થઇ ગઇ અને તેથી જ હું ગુરૂદેવના આશ્રમમાં ગઇ હતી. ગુરૂદેવે આપના પૂર્વચરિત્રની સઘળી હકીકત મને કહી સંભળાવી છે. કઠોર વચનો કહીને મેં ગુરૂદેવને દુઃખિત કર્યા છે. આપની સર્વ હકીકત હવે હું કળી શકી છું. પરંતુ હવે મારૂં હૃદય વિષજવાળાથી દગ્ધ થયું છે. વિષમયાતનાથી દગ્ધ થઇને હું મંદિર તરફ પાછી ફરી. ત્યાં જઇને જોઉં છું તો મંદિરનિવાસિની કુમારિકાઓ તુર્કો સાથે રણસંગ્રામ કરવા સારૂ નીકળી પડેલી હતી. મારાથી સ્વસ્થ રહી શકાયું નહિ. હું પણ યુદ્ધમાં ભાગ લેવા સારૂ

નીકળી પડી. ઇશ્વરેચ્છાથી અમારો વિજય થયો. તુર્કો ન્હાસી જવા લાગ્યા. અમે તેમની પૂંઠ પકડી. વારૂ, એ વાર્તાનું અત્રે પિષ્ટપેષણ કરવાની કશી જ આવશ્યકતા નથી. તે દિવસે હું યુદ્ધમાં મૃત્યુ પામી હોત તો કેવું સારૂં ! જો એમ થયું હોત તો આ પત્ર લખવાની પ્રવૃત્તિ હું આદરત નહિ. હું દુઃખમુક્ત થઇ ગઈ હોત.

યુદ્ધ થઈ ગયા પછી બીજે દિવસે હું આ પત્ર લખવા માટે બેઠી. પરંતુ શું લખવું તેની મને સૂઝ પડી નહિ. મારાં નયનદ્વય અશ્રુપૂર્ણ થયાં. પત્ર લખવાનું કાર્ય મેં બીજા દિવસપર મુલતવી રાખ્યું. પરંતુ બીજે દિવસે પણ એ જ સ્થિતિ ! બળ્યું આ ચક્ષુ જ ન હોત તો કંઈ દુઃખ ભોગવવું પડત ? કારણ કે હવે આપનાં દર્શન થઈ શકે તેમ નથી એમ સમજીને તે અશ્રુપાત કરવા તૈયાર થાત.નહિ થોડું આજે, થોડું કાલે, એમ ત્રણ ચાર દિવસ સુધી લખી લખીને આ પત્રની પૂર્ણાહુતિ કરી છે. પંડિતજી, મારા પુષ્કળ પ્રયત્નના પરિણામરૂપ મારા આ પત્રને આપ તુચ્છકારી કાઢશો નહિ. આપ તે કૃપા કરીને અવશ્ય ધ્યાનથી વાંચશો જ.

આપનો પત્ર મળ્યા પછી મેં મારા પિતાશ્રીને સઘળી હકીકત નિવેદન કરી. તેમણે મને આપના ગુરૂદેવના આશ્રમમાં જવાની રજા આપી. પણ આ લખવાની શી જરૂર ? હં. આપે મને સ્વેચ્છાચારિણી કહી હતી તેથી જ આપને જણાવું છું કે પિતાની અનુજ્ઞા સિવાય હું આપના ગુરૂદેવના આશ્રમમાં ગઈ નહોતી.

આપનો પત્ર વાંચ્યો. આપનો પૂર્વ ઇતિહાસ પણ જાણ્યો. જે આપ કદાપિ કહેવાના નહોતા તે મેં જાણ્યું. પવિત્ર કુસુમપર કીટકનું આધિપત્ય મેં જોયું, પરંતુ હું કુસુમનો ત્યાગ કરી શકતી નથી. એક વખત આપની મનોહર મૂર્ત્તિને આ હૃદયમાં સ્થાન આપ્યું છે. હવે

તે દૂર કરી શકાય તેમ નથી. રૂદન કરી કરીને આ નયનદ્વય અંધ થશે, પરંતુ હું રૂદન અટકાવી શકીશ નહિ. હું આપને કદાપિ વિસરી શકીશ નહિ.

આપે મારો ત્યાગ શા માટે કર્યો છે તે સમજાતું નથી. મેં આપની પાસે કોઈ પણ પ્રકારની ઇચ્છા પ્રદર્શિત કરી નથી. હું માત્ર આપનાં દર્શન માટે સતત આતુર રહેતી. આપે વિનાકારણ મારા હૃદયપર અસિઘાત શા માટે કર્યો ?

આપની શારદા અને હું એક નથી. શારદા પતિપરાયણા સીતા સાવિત્રી સમાન સતી છે. હું વીરકન્યા છું–નિરસ જીવનને ધારણ કરનારી છું. કોઇના પ્રત્યે પ્રીતિ કરવાનું હું શીખી નથી. અમે વનનાં પુષ્પો વનમાં જ વિકાસ પામીને કરમાઇ જઇએ છીએ. આમ છતાં પણ આપનાં દર્શનથી મને આનંદ શાથી થાય છે તે મારાથી સમજાતું નથી. મારા હૃદયને જે અનુભવ થયો છે તે હું કહી શકીશ કે કેમ, તે બદલ મને શંકા છે.

આપ ધાર્મિક છો. આપ જ્ઞાની છો તેથી આપ વેળાસર સાવધ થયા છો. હું જ્ઞાનરહિતા છું. હું કેવી રીતે વેળાસર ચેતી શકું ? જેનામાં જીવન છે, જેના જીવનમાં સુખની આશા છે તેને વિષનો ભય રહે છે. મારે શું ? હું જીવશૂન્ય-પ્રેમરહિતા, સુખવિહીન છું. હું કયા ભયથી સાવધ થાઉં ? મને કોઇ પણ પ્રકારનો ભય લાગતો નથી.

વારૂ, આપ તો ગયા ! હું એકલી પડી ! પરંતુ હું કદાપિ આપને વિસરી જવાની નથી જ તે બદલ ખાત્રી રાખજો !

લિ૰ પ્રેમાંકિત

મોહિની.

પંડિત વિચારમાં પડી ગયો. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો અને દ્વિતીય પત્ર વાંચવા માંડયો. દ્વિતીય પત્રમાં આ પ્રમાણે લખેલું હતું.

" પંડિતજી !

આ પત્ર કોણ જાણે આપને ક્યારેય મળશે ! મારો પ્રથમનો પત્ર આપને મળ્યો હશે કે કેમ તે જાણવાનું પણ સાધન નથી. અત્યારે હું ભયંકર સંકટમાં સપડાયલી છું. તુર્કોએ દગો ફટકો કરીને મારા પિતાને કેદ પકડેલા છે. પંદર દિવસ પછી મારા પિતાના અપરાધની સુનાવણી થવાની છે. જો આપને આ પત્ર પંદર દિવસ દરમ્યાન હસ્તગત થાય તો એક વખત મને પ્રત્યક્ષ મળવાની અવશ્ય કૃપા કરશો. હું નિઃસીમ સંકટમાં છું. વિશેષ કંઈ જ લખતી નથી. કૃપા કરીને એક વખત અવશ્ય મળશો જ એવી પ્રતીતિ છે. "

લિ૦ પ્રેમાંકિત

**મોહિની.**

સંન્યાસી મોહિનીના બન્ને પત્રો વાંચીને પાષાણ મૂર્તિવત્ સ્થિર થઈ ગયો. શું કરવું અને શું ન કરવું તેની તેને કંઈજ સૂઝ પડી નહિ. તે અત્યારે મહાન્ ધર્મસંકટમાં સપડાઈ ગયો.



# પ્રકરણ ૨૯ મું.

## ઉપદેશામૃત.

સંન્યાસીએ બન્ને પત્રો બંધ કર્યા અને ધીમે પગલે ગુરૂદેવ પાસે ગયો. મોહિનીનો એક વખત મેળાપ કરવાની જરૂર તેને જણાઇ ખરી, પરંતુ ઇન્દ્રિયદમન કરવામાં વિજયી ન થવાય તેના કરતાં તો તેને મળવાનો વિચાર માંડી વાળવાનું જ તેને ઉચિત જણાયું. મોહિનીએ આપેલી મુદત પુરી થવાને આજે એક અઠવાડીઆનો વિલંબ હતો. સંન્યાસી તત્કાળ કોઇ પણ પ્રકારના નિર્ણયપર આવી શકયો નહિ.

ગુરૂદેવ પાસે જઇને સંન્યાસીએ તેમને મોહિનીના બન્ને પત્રોનો સારાંશ કહી સંભળાવ્યો એટલે તે બોલ્યાઃ—" બેટા! મોહિનીને મળવાની ખાસ જરૂર છે. "

સંન્યાસી થોડીવાર મૌન રહ્યા પછી નમ્ર સ્વરે બોલ્યોઃ—"પ્રભુ! ત્યાં હું જાઉં તો ખરો પણ ઇન્દ્રિયદમન કરવામાં હું વિજયી ન થાઉં તો ? અને આથી જ હું તેને મળવા જવાની હિંમત કરી શકતો નથી. પ્રભુ, કૃપા કરીને રિપુદમન કેમ કરી શકાય તેની યુક્તિ સમજાવો!"

" રિપુદમનની યુક્તિ ? " ગુરૂદેવ આશ્ચર્ય પામતા બોલ્યાઃ—" વત્સ, કોઈ પણ પ્રકારની યુક્તિથી આત્મસંયમ કરવામાં વિજયી થઈ શકાતું નથી. રિપુદમન માટે કોઇપણ પ્રકારની જડીબુટ્ટી નથી. તંત્રમંત્રથી પણ તે સાધી શકાય તેમ નથી. એટલું જ નહિ, પરંતુ મેં અનેક પ્રકારના સાધકો પણ જોયા છે. તેઓ પણ કઠોર વ્રતનું પાલન કરીને રિપુદમન કરવાના પ્રયત્નો કરે છે. જે વખતે જે રિપુ પોતાનું પ્રાબલ્ય બતાવવા માંડે છે ત્યારે તેઓ તે રિપુને નિર્મૂળ

કરી નાંખે છે. એક દૃષ્ટિએ આવા સાધકોને ધર્મજીજ્ઞાસુ ગણવા જોઇએ, પરંતુ દુર્વૃત્ત મનનું દમન અને આસક્તિનો નાશ કરતાં ન આવડે તો ધર્મપ્રાપ્તિ કદાપિ થઇ શકે જ નહિં. કોઇપણ યંત્રનો નાશ કરવામાં આવે છે તો પણ તે યંત્રની ચાલકશક્તિ અંદરખાનેથી જોસથી ચાલે છે જ. તેજ પ્રમાણે મનની દુર્વૃત્તિ અને આસક્તિનો નાશ કર્યા સિવાય મનુષ્ય ધર્મસાધના માટે અયોગ્ય નિવડે છે. સાધકોનો બીજો પણ પ્રકાર છે. આ બીજા પ્રકારના સાધકો પોતાનો સઘળો સમય સદ્‌ગ્રંથોના વાંચનમાં, સત્‌કાર્યમાં અને સત્સંગમાં વ્યતીત કરે છે. તેઓ રિપુને પોતાનું પ્રાબલ્ય અજમાવવાનો અવસર જ આપતા નથી. પરંતુ આવી પ્રવૃત્તિથી જોઇએ તેવો મનોવેગ નષ્ટ થઇ શકતો નથી. ત્રીજા પ્રકારના સાધકો એવા છે કે જે પ્રલોભન સામે નિત્ય ઝગડા કરે છે. જે પ્રલોભન તેવા સાધકોને આકર્ષે છે તે પ્રલોભનની સાથે તેઓ પોતાના અસાધારણ માનસિક બળથી ઝગડો કરે છે. પ્રલોભન સાથેના યુદ્ધમાં જ્યારે વિજયની આશા રહેતી નથી ત્યારે આ ત્રીજા પ્રકારના સાધકો પ્રલોભનને લજી દઇને પોતાને બચાવી લે; પરંતુ તેમનો આ ઉપાય ક્ષણિક છે. તે ઉપાય અનેક વિઘ્નોથી પ્રપૂર્ણ છે. કારણ કે જ્યારે વિવેકબુદ્ધિ નષ્ટ થાય, દુર્જયરિપુ પ્રબલતર વેગથી ઉત્તેજિત થઇને વિવેકને પરાજિત કરવામાં વિજયી નિવડે ત્યારે તે સાધક પોતાનો બચાવ શી રીતે કરી શકે વારૂ ? તેવા મનુષ્યોનું જીવન ક્ષણમાત્રમાં કલંકિત થવાનો ભય રહે છે. ગુરૂદેવે વિશ્રામ લેતાં કહ્યું—“ અરણ્યમાં અગ્નિ પેટાવવામાં ન આવે તો વનમાંના અનેક હિંસક પશુઓથી મનુષ્યનું રક્ષણ થઇ શકે નહિ. અલૌકિક સામર્થ્ય સિવાય પ્રત્યેક રિપુ સાથેના યુદ્ધમાં વિજય પ્રાપ્ત થઇ શકે જ નહિ. જીવના પ્રત્યેક અંશમાં, ઘટના પ્રત્યેક

ભાગમાં, જગતની પ્રત્યેક બાબતોમાં પાપજંતુઓ ગુપ્તપણે રહેલા છે. આમાંથી પોતાનો બચાવ કેવળ દેવસ્વભાવી મનુષ્ય જ કરી શકે છે. પશુ સ્વભાવનો ત્યાગ કરીને મનુષ્ય જ્યારે દેવસ્વભાવયુક્ત થાય છે ત્યારે જ તેને યથાર્થ જ્ઞાન પ્રાપ્તિ થાય છે. વત્સ ! સાંભળ, હું તને મારા પૂર્વ ચારિત્રની વાર્તા કહું છું. હું જ્યારે બાલક હતો ત્યારે યૌવનમાં હું એક વખત ફસાઇ પડયો હતો. કેટલીક વખત મેં અમૃતને વિષ સમજીને અમૃતનો ત્યાગ કર્યો તો કેટલીક વખત વિષને અમૃત માનીને મેં વિષપાન કર્યું. હું કેટલીયે વાર મારૂં પોતાનું રક્ષણ કરી શકયો નહોતો. ત્યારપછી હું ઇશ્વર-પરાયણ થયો. આસક્તિનો ત્યાગ કરવા માટે મેં પુષ્કળ પ્રયત્નો કર્યા. ત્યારપછી મેં વળી એવો વિચાર કર્યો કે જો આસક્તિ નહિ હોય તો વિષનું બાહ્ય સૌન્દર્ય જોઇ શકાશે નહિ તેમ જ મને અમૃત સેવનની પણ ઇચ્છા થશે નહિ. સંસારનું સુખ સંસારમાં, સંસારનું દુઃખ સંસારમાં, સંસારનું સૌન્દર્ય સંસારમાં, સંસારનો મોહ પણ સંસારમાં ! જો હું મોહ પામું જ નહિ તો મને શું થવાનું હતું ? આ પ્રમાણે વિચાર કરીને મેં ઇશ્વર પાસે આત્મબળની યાચના કરી અને યથા સમયે મને તેની પ્રાપ્તિ થઇ પણ ખરી."

ગુરૂદેવ પુનઃ થોડીવાર શાન્ત રહ્યા. ત્યારપછી સંન્યાસી પ્રત્યે પ્રેમળ દૃષ્ટિ ફેંકતાં તે બોલવા લાગ્યા, " વત્સ, નિરાશ ન થા ! શ્રદ્ધા રાખ, પ્રભુ તને અવશ્ય સહાય કરશે જ. મને કોઇ પણ વસ્તુ હવે પ્રલોભન રૂપ જણાતી વથી. કોઇ પણ વસ્તુ હવે મને મોહક જણાતી જ નથી. મનુષ્ય પોતાના મર્યાદિત સામર્થ્યથી કદાપિ સ્થીર થતો જ નથી. વિશેષ પ્રયત્ન કર્યા સિવાય આ મોહમય સંસારમાં કોઈ પણ મનુષ્ય વિજયી થઇ શકતો નથી. ઇશ્વર પ્રાર્થના એજ

મારૂં લક્ષ્ય છે. સચ્ચિદાનંદના ચરણે આત્મસમર્પણ કરવું એજ મારો ધર્મ છે. ક્ષુદ્ર સંસારમાં આપણે આપણું પોતાનું કંઇ જ માનવીનું નથી. આપણે માનવ દીન—પામર પ્રાણી છીએ. આપણે જગતને શું સહાય કરી શકનાર હતા? આપણે પોતે પાપપંકમાં ડુબીએ છીએ અને ધર્મચ્યુત થઇએ છીએ. પામર અવસ્થામાં જગતના કાર્યમાં હાથ ઘાલવો એ ઉચિત નથી. પરીક્ષામાં ઉત્તિર્ણ થવાની જિજ્ઞાસાવાળા મનુષ્યે પ્રયત્નશીલ થવું જોઇએ. પરીક્ષામાં યશ મળ્યો એટલે મનુષ્ય જગતનું કલ્યાણ કરી શકવાનો જ. વત્સ! આ ગૂઢ તત્વોનું મનન કર!"

સંન્યાસી શાંત ચિત્તે ગુરૂદેવના અમૃતાદેશનું પાન કર્યો જતો હતો. તે દીન સ્વરે બોલ્યો: "પ્રભુ, હવે હું આપનો સહવાસ ત્યજીને દૂર જઇશ નહિ. જો હું આપની પાસે જ રહીશ તો હું અવસ્ય યશસ્વી થઇ શકીશ."

"બેટા! મારી સાથે ચાલ. હું તને એક નવું જ દૃશ્ય બતાવીશ."

સંન્યાસી ઉભો થયો. ગુરૂદેવ પોતાના શિષ્યને સાથે લઇને દક્ષિણ દિશા તરફ ચાલ્યા ગયા.



# પ્રકરણ ૩૦ મું.

## ધર્મકન્યા.

સ્વામી મહારાજે હરિનારાયણ–સંન્યાસીને એક અજાણ્યા સ્થળે લઈ જઇને ઉભો કર્યો. ત્યારપછી તેઓએ એક મૂર્તિને ત્યાં બોલાવી. સંન્યાસી એ નવીન મૂર્તિને જોઇને આશ્ચર્યચકિત થયો.

કેવું અપૂર્વ દૃશ્ય ! સંન્યાસી એ રમણીય મૂર્તિને જોઇને વિસ્મિત થયો. જે સુંદર મૂર્તિનો સંન્યાસીને અખિલ સૃષ્ટિમાં પત્તો લાગ્યો નહિ, જે મૂર્તિને તેણે એક વખત પોતાના પગ નીચે કચડી નાખી હતી તે જ સુંદર મૂર્તિ આજે સંન્યાસીને કેવી સૌન્દર્ય ભંડારરૂપ દેખાતી હતી ! તે જ મૂર્તિ સંન્યાસીને આજે જીવનના આધારરૂપ જણાવા લાગી. સંન્યાસી તે મૂર્તિને ઓળખી શકયો. તેના નયનદ્વયમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો. તેણે લજ્જાથી પોતાનું શિર નીચું નમાડયું. તેના મનમાં અનેક તર્કવિતર્ક ઉત્પન્ન થયા. આ મૂર્તિ કોણ? તે એક સંન્યાસિની હતી. ગુરૂદેવને જે સંન્યાસિનીના દર્શનની ઉત્કંઠા થઇ હતી, તે આ જ સંન્યાસિની ! સંન્યાસિની સંન્યાસીના હૃદયનું પ્રતિબિંબ હતું–પતિહૃદયનું મનોહર ચિત્ર હતું. સંન્યાસિનીને જોયાથી સંન્યાસીના હૃદયમાં અનેક કલ્પનાતરંગો ઉદ્દભવવા લાગ્યા.

" બેટા ! રત્નની અવગણના ન કરીશ ! " ગુરૂદેવ બોલવા લાગ્યાઃ " જો, તારા કરતાં રમણી હૃદય કેવું શ્રેષ્ઠ છે ! તું એને તુચ્છકારી કાઢીશ માં ! " ત્યારપછી ગુરૂદેવ સંન્યાસિનીને ઉદ્દેશીને બોલ્યાઃ " દેવિ ! તારૂં જીવન અતિ ઉચ્ચ છે, એમાં લેશ માત્ર શંકા નથી. હવે તું તારા પ્રાણરૂપ ધનનો સ્વીકાર કર ! પુષ્કળ પ્રયત્નો કરીને મેં

તારા ધનનું આટલું રૂપાંતર કર્યું છે. તને આ આદરણીય છે કિંવા અનાદરણીય, તે હું કહી શકતો નથી, તો પણ વત્સ! ઇચ્છામાં આવે તો તું આનો સ્વીકાર કર!"

સંન્યાસિનીએ આનંદિત મુદ્રાએ પોતાનો કર લંબાવ્યો અને સંન્યાસીનો સ્વીકાર કર્યો. સંન્યાસિનીના સ્પર્શથી સંન્યાસીના હૃદયમાં અભિનવ ભાવના ઉદ્દિપ્ત થઇ. સંન્યાસિની બોલી: "નાથ, જેની કૃપાથી હું આપનાં પુનઃ દર્શન પામી છું તેનું ચિંતન કરો! તેનું વિસ્મરણ થશે તો હું દુઃખિત થઇશ, અને તેનું સ્મરણ ચાલુ રહેશે તો હું સુખ પામીશ. જે માર્ગ મેં ગ્રહણ કર્યો છે તેનું અનુસરણ કર્યા સિવાય મને સુખ શાન્તિ મળનાર નથી. સંસારમાંની કોઈ પણ વસ્તુ મને સુખ આપી શકે તેમ નથી. જે દયાળુ આપણા ઉભય પ્રત્યે પ્રેમ ધરાવે છે તેનું સ્મરણ કરો! તેના પ્રત્યે પ્રેમ ધરાવતાં શીખો. હું પણ તેના પ્રત્યે પ્રેમ કરવાનો અભ્યાસ કરૂં છું. આપણે બન્ને આપણાં ચિત્ત તેને અર્પણ કરી દઇએ અને એક જ બંધનથી આપણે બન્ને બંધાઇએ. તમે ગમે તે સ્થળે હશો તો પણ મારા હૃદયમાંની જ્યોતિ તમને આકર્ષશે અને હું ગમે ત્યાં હોઇશ તો તમારી અંતરજ્યોતિ મને આકર્ષશે. આવો સંબંધ બીજે ક્યાં હોઇ શકે? નાથ, આપના જન્મમરણના સુહૃદ આશ્રય, અને આધારરૂપ સખીની વિસ્મૃતિ કદાપિ થવા દેશો નહિ. આપણો ક્ષણિક સંબંધ તોડી નાંખીને આપણો અભિન્ન—નૂતન સંબંધ બાંધનાર ઇશ્વરનું સ્મરણ કરો! તમારો ઇશ્વર મારો અને મારો ઇશ્વર તમારો! અહા કેવો સુખકર સંબંધ! ઇશ્વર તમને સુખી કરો!"

ધીમે ધીમે સંન્યાસિનીએ પોતાનો હાથ પતિના હાથમાંથી છોડાવી લીધો. ગુરૂદેવ સંન્યાસિનીનું સંભાષણ સાંભળતાં સાંભળતાં ધ્યાન-

મગ્ન થયા. સંન્યાસી અવાક્ બની ગયો. એનો હાથ એમનો એમ રહ્યો. સંન્યાસિની–શારદા પતિનો હાથ પોતાના હાથથી છૂટો કરીને ત્યાંથી ચાલતી થઈ. સંન્યાસી સંન્યાસિની અદૃશ્ય થઈ ત્યાં સુધી તેના પ્રત્યે દૃષ્ટિ ફેંકતો ઉભો રહ્યો. અલ્પ સમયમાં જ સંન્યાસિની ગાઢ અરણ્ય પ્રદેશમાં અદૃશ્ય થઈ ગઈ.

ગુરૂદેવ ધ્યાનમુક્ત થયા ત્યારે સંન્યાસીએ તેમને સઘળી હકીકત જણાવી, જે સાંભળીને ગુરૂદેવ આશ્ચર્યચકિત થઈ ગયા. તેમણે એક બે દિવસ સુધી સંન્યાસિનીની રાહ જોઈ, પરંતુ તેમની આશા સફળ નિવડી નહિ. ગામમાં ગડબડાટ થઈ રહ્યો. સંન્યાસિની અદૃશ્ય થવાથી ગામના લોકો દિલગીર થયા. જ્યારે તેમના જાણવામાં આવ્યું, કે નવા સ્વામીના આગમનને લીધે જ સંન્યાસિની ગામ ત્યજીને ચાલી ગઇ ત્યારે તેમણે ગુરૂ દેવના પ્રાણ લેવાનો નિશ્ચય કર્યો. પરંતુ ગુરૂદેવ ચેતી ગયા. તેમણે વિના વિલંબે તે ગામનો ત્યાગ કર્યો. માર્ગમાં જતાં ગુરૂદેવને એક મનુષ્ય એક પત્ર આપી ગયો. ગુરૂદેવ તે પત્ર વાંચવા લાગ્યા. તેમાં આ પ્રમાણે લખેલું હતું.

" પૂજ્ય ગુરૂદેવ !

હું સામાન્ય મનુષ્ય પ્રાણી છું. આપ દેવસ્વરૂપ છો. આપને વીરપુરમાં મેં જોયા હતા ત્યારથી જ મારી ખાત્રી થઇ હતી કે આપ દેવતાને યોગ્ય ગુણોથી પરિપૂર્ણ છો. હું ક્ષુદ્ર માનવકીટક છું. આપે દાન તરીકે આપેલી વસ્તુનો સ્વીકાર હું કરી શકું તેમ નથી. દેવતાના પ્રસાદથી પવિત્ર રહી શકાશે એવો આત્મવિશ્વાસ હજી મ્હારામાં નથી. વળી રત્નનો સ્વીકાર કરીને હું શું કરૂં? દીન અબળાને રત્નનો શો ઉપયોગ? આપની આ રંક પુત્રી સર્વદા દરિદ્રી રહે એવો જ આશીર્વાદ આપો ! આ લોકમાં ઐશ્વર્યહીન સંન્યાસિની ચિરકાળ પર્યંત

ઇશ્વરસહવાસનું સુખ ભોગવે એવી આશીષ આપો !

પ્રભુ, મેં ચિરકાળને માટે હવેથી આ ગામનો ત્યાગ કર્યો છે. કારણ કે મને એમ લાગ્યું કે મારે આપની ઇચ્છાને અનુરૂપ થવું જ પડશે. વળી આપની આજ્ઞાનું પાલન કરવા જતાં આ સંસારમાં મારૂં મન વિષપાન તરફ ઢળી પડવાનો પણ વિશેષ સંભવ છે. હવે મને વિષપાન કરવાની ઇચ્છા નથી. સંસારમાંનું માન, વિદ્યા, બુદ્ધિ, સુખ, શાન્તિ, ઇત્યાદિમાંના એકેની તરફ હવે મારૂં મન વળતું નથી. એ વસ્તુનો સ્વીકાર કરીને હું જ્ઞાનહિના કિંકરી શું કરૂં ? મેં જે માર્ગ ગ્રહણ કર્યો છે તેનો ત્યાગ કરવા હું તત્પર થાઉં તેના કરતાં તો મારો નાશ થાય તે જ વધારે સારૂં ! આપની આજ્ઞાનું પાલન કરવા જતાં મારે મૃત્યુનો જ આશ્રય શોધવો પડશે એમ લાગવાથી જ હું આ ગામનો ત્યાગ કરૂં છું. આપ ગમે તેટલા પ્રયત્નો કરશો તો પણ હવે આપ મને શોધી શકશો નહિ. આપે મારા પતિને જે અપૂર્વ સ્થિતિએ પહોંચાડયા છે તે બદલ હું અનંતકાળ પર્યંત ઇશ્વરનો ઉપકાર માન્યા કરીશ. આપને સુખ શાન્તિનો લાભ થાઓ ! પ્રભુ આપનું મંગળ કરો !"

લી૦ આપની ધર્મકન્યા–પૂર્વની શારદા

સંન્યાસિની.

ગુરૂદેવ આ પત્ર વાંચીને પાષાણ મૂર્તિવત્ સ્થિર થઇ ગયા. તેમના મુખમાંથી ઉદ્ગાર નીકળી પડયાઃ–" ધન્ય છે ! ધર્મપુત્રી, ત્હારી ઉચ્ચ ભાવનાઓથી તું અવશ્ય ઇચ્છિત પ્રાપ્તિ કરી શકીશ. "



# પ્રકરણ ૩૧ મું.

## રણધીરનો શિરચ્છેદ.

પ્રિય પાઠક ! ચાલો, હવે આપણે રણપ્રિય રણધીર તરફ વળીએ. રણધીરસિંહના ચારિત્રના આનંદમય વિભાગનું વર્ણન અમે ઉલ્હાસથી અગાઉ આપી ચૂકયા છીએ. રણધીર રાજનિષ્ઠાને પોતાનું જીવન સર્વ-સ્વ માનતો હતો. તેનો નાશ થવાથી આજે રણધીર મૃતપ્રાય બની ગયો હતો. મૃતપ્રાય બની ગયેલા રણધીરસિંહને ફાંસીને લાકડે લટકાવવા માટે ઉપત્યકાનો નૃપતિ આજે ઉદ્યુક્ત થયો છે. રણધીરસિંહની સાથે જ ઉપત્યકાનો ભાગ્યસૂર્ય અસ્તંગત થયો. રાજાની કપટકળા તમામ નગરજનોના જાણવામાં આવી. અમારી અનીચ્છા' હોવા છતાં પણ અમારે ફરજીઆતપણે એ કલંકકથાને અમારી લેખિનિ વડે આલેખવી પડે છે. પરંતુ તેથી દુઃખ પામવાની જરૂર નથી. વીર રણધીરની મૃત્યુકથાનું ચિત્ર આલેખતાં ઉપત્યકાના નરાધમ નૃપાલની પાપઘોષણા કરવામાં દુઃખિત થવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. વાચક, ચાલો આપણે અત્યારે રણધીર માટે નિર્ણિત કરવામાં આવેલાં વધ-સ્થાન તરફ જઇએ.

પાઠકો ! જુઓ આ વધભૂમિ ! આજે પ્રાતઃકાળે તુર્ક સેનાપતિ ખુશરૂએ ન્યાયનિર્ણય કર્યો છે કે રણધીરસિંહનો વધ કરવો. ઉપત્યકાના રાજાએ પણ એ નિર્ણય પ્રત્યે સંમતિ દર્શાવી છે. ઉપત્યકાના નગરજનો વધભૂમિમાં આવીને ઉભા છે. એક બાજૂ તુર્ક સેનાપતિ અશ્વારુઢ થઇને ઉભો છે. તેની પાછળ તુર્ક સૈન્ય સશસ્ત્ર ઉભું છે. બીજી બાજૂએ ઉપત્યકાનો નૃપતિ પોતાના સરદારમંડળ સહિત

ઉભો છે જૂઓ, પેલીમેર રણધીરનું લશ્કર નિઃશસ્ત્ર સ્થિતિમાં ઉભું છે. ઉપત્યકાના રાજાએ સૈન્યને રાજદ્રોહી ઠરાવીને નોકરીમાંથી કમી કરેલ છે. સમસ્ત ઉપત્યકા ભૂમિ આજે ઉદાસિન જણાય છે. દિવસના ત્રણ પ્રહર વ્યતીત થઈ ગયા છે. ભગવાન સહસ્ત્રરશ્મિ પણ વિષાદ પામતા પશ્ચિમ દિશા તરફ પ્રયાણ કરતા જણાય છે. પક્ષિગણ સ્તબ્ધ જણાય છે, સર્વત્ર શાન્તિનો વિસ્તાર થએલો જોવામાં આવે છે. રણધીરની મુખમુદ્રા મ્લાન જણાય છે. તેના નેત્રદ્વયમાંથી અગ્નિકણનો વર્ષાવ થઇ રહ્યો છે. હં. પણ રણધીરની પાછળ પાછળ ચાલી આવતી આ રમણી કોણ ? વાચક, તે રમણી બીજી કોઇ નહિ, પરંતુ રણધીરની વીર દુહિતા મોહિની જ છે. આજે તે ઉન્મત્ત બની ગઈ છે. પોતાનો કેશકલાપ છૂટો મૂકયો છે. રણધીરે એક વાર પોતાની પ્રિય પુત્રી ભણી દૃષ્ટિ ફેંકી. આ વખતે રણધીર તેને આ પ્રમાણે કહેતો હોયની એવો ભાસ થતો હતો:—" પ્રિય પુત્રી, રૂદન કરીને આપણા કુળને કલંકિત કરીશ નહિ." રણધીર વધસ્થાન તરફ જવા લાગ્યો. મોહિની પણ પોતાના પિતાની પાછળ પાછળ જવા લાગી. તેને કોઇએ અટકાવી નહિ. વનમાં સળગેલા દાવાનળને કોણ મર્યાદિત કરી શકે વારૂ ? રણધીરસિંહ વધભૂમિપર આવ્યો કે તરત જ તુર્કસેનાએ જયઘોષ કર્યો. રાજા અને તેના સરદારવર્ગે પણ જયગર્જના કરી. સંસારશૂન્ય રણધીર પોતાની પ્રિય કન્યા પ્રત્યે તાકી રહ્યો હતો. જલ્લાદ પોતાની સમીપમાં આવ્યો એટલે રણધીર શુદ્ધિમાં આવ્યો. રણધીરે એક વખત ચોમેર દૃષ્ટિપાત કર્યા પછી બોલવા માંડયું:—" બંધુઓ ! જો કોઇ પણ અત્યારે મને પ્રશ્ન કરશે કે હું કયાં જાઉં છું તો તેમને મારો એ ઉત્તર છે કે જ્યાં સુખની સાથે દુઃખનું મિશ્રણ થયેલું નથી, જ્યાં પ્રેમમાં વિશ્વાસઘાતકતા નથી, જ્યાં વીરત્વમાં ષંઢતા નથી, તેવા પવિત્ર સ્થળે

હું જાઉં છું." આટલું બોલતાં બોલતાં રણધીરના નયનદ્વયમાંથી અવિરલ અશ્રુપ્રવાહ વહેવા માંડયો. તે પુનઃ ગદ્દગદ્દ કંઠે બોલવા લાગ્યોઃ– "ભાઇઓ, હવે મારો સમય પૂરો થયો છે. તમારા મુખકમળના દર્શનનું સુખ હવે હું વિશેષ સમય સુધી અનુભવી શકું તેમ નથી. મારા દેહનો હું ત્યાગ કરૂં છું તે સાથે તમારા પ્રેમ અને આકૃતિનો પણ હું ત્યાગ કરૂં છું. મૃત્યુ પછી મારી શી ગતિ થશે તે હું જાણતો નથી. તો પણ હું તમને સર્વને મારા હૃદયમાં પ્રતિષ્ઠિત કરીને જાઉં છું એ ખાત્રીથી માનજો!" ત્યાર પછી તે પોતાની પ્રિય કન્યા મોહિનીને ઉદ્દેશીને બોલ્યોઃ–"દીકરી, હવે તું પાછી જા! હવેથી મને વિસરી જજે! તું ઉચ્ચ કુળમાં જન્મ પામી છે. તારા કુળને યોગ્ય વર્તન રાખજે. મેં તને યોગ્ય શિક્ષણ આપ્યું છે. તારા જન્મદાતા પિતાનો આજે નાશ થશે, પરંતુ વિશ્વપિતા તારા પ્રત્યે અવશ્ય કૃપાદષ્ટિ રાખશે જ. તું તેના પ્રત્યે શ્રદ્ધાળુ થજે. બેટા! ચિરાયુઃ થા! પ્રભુ તારૂં કલ્યાણ કરો! જા, ઘરે જા! મને ભૂલી જા!"

"પિતાશ્રી, હું ક્યાં જાઉં?" મોહિની રૂદન કરતી બોલી.

"દીકરી! આટલા બધા પર્વત શિખરો છે. અનેક મનુષ્યોની તને સહાય દેશે. તેઓ તને અવશ્ય આશ્રય આપશેજ." આટલું બોલતાં બોલતાં રણધીરનો કંઠ રૂંધાઈ ગયો. તેણે જલ્લાદને પોતાનું કાર્ય આટોપી લેવાનો નેત્રસંકેત કર્યો. પોતાનાં બન્ને ચક્ષુ મીંચીને રણધીર ઇશ્વર પ્રાર્થના કરવા લાગ્યોઃ–"પ્રભુ, તારાં દર્શનથી હવે હું સઘળું વિસરી જાઉં છું. તારાં ચરણ એ જ હવેથી મારૂં નિવાસસ્થાન બનશે. દયાળુ! આશ્રય આપ! આ રંક કિંકરને તારા ચરણમાં લે!"

પ્રિય પાઠક! પાષાણુ હૃદયી તુર્ક જલ્લાદે વિના વિલંબે રણધીરનું શિર સમશેરના એક જ ઝટકાથી ધડથી જુદું કરી નાંખ્યું.

મેદાનમાં ઉભેલાં સર્વ મનુષ્યોએ રોમાંચ અનુભવ્યો. મોહિની મૂર્ચ્છાગત થઇને ધરતીપર ઢળી પડી. અલ્પ સમય પછી ઉપત્યકાના રાજાનું શિર પણ ધડથી જુદું થયું. ઉપત્યકાના પ્રજાજનો વિષાદપૂર્ણ હૃદયે પોતપોતાના ગૃહ તરફ ચાલતા થયા.

પ્રમાણિકતા અને સ્વામિનિષ્ટા એ બે ગુણો પુરૂષના પ્રારબ્ધને ફેરવી નાંખવામાં સમર્થ નિવડે છે ખરા! પરંતુ ક્યારે ? જો તે એ સદ્‌ગુણોની કિંમત આંકનાર કદરદાન માલિક મળે તો જ! નહિંતર, કેટલાક મૂર્ખ માલિકો પોતાના સેવકોના એ બન્ને મહાન્ સદ્‌ગુણોને માત્ર એકાદ ક્ષુલ્લક કારણ કિંવા લાલચને વશ થઇને તિલાંજલિ આપી દે છે. કેટલાક નિષ્ઠુર માલિકો એટલેથી જ અટકતા નથી. પરંતુ દ્રવ્યમદથી ઉન્મત્ત બની જઇને પોતાના સ્વામિનિષ્ઠ અને પ્રમાણિક સેવકોને તુચ્છકારી કાઢે છે—તેમનું જીવન ધૂળધાણી કરે છે. આમ થવાથી કેટલીક વખત તો સાચા સેવકના હૃદયને એવો તો સખ્ત આઘાત લાગે છે કે જે તે જીવન પર્યંત વિસરી શકતો નથી. આ વિષયમાં અમે અત્રે વિશેષ ઉલ્લેખ કરવા ઇચ્છિતા નથી, કારણ કે તેમ કરવા જતાં વિષયાંતર થવાનો ભય રહે છે. આ પ્રકરણની સમાપ્તિ કરતાં પૂર્વે અમને એટલું તો યાદ આવે જ છે કે—**राजा मित्रं केन दृष्टं श्रुतं वा ।** અર્થાત્, રાજા કોઇનો મિત્ર થયો જોયો કે સાંભળ્યો નથી. એકંદર રાજાની નોકરી કરવા જતાં બિચારો રણધીર માર્યો ગયો.



# પ્રકરણ ૩૨ મું.

---

## સંન્યાસી અને મોહિની.

સ્વામિ વિશ્વેશ્વરાનંદજીએ શારદાના પત્રમાંની હકીકત સંન્યાસીને કહી સંભળાવી. ગુરૂ અને શિષ્ય શારદાને ધન્યવાદ આપતા આશ્રમમાં આવી પહોંચ્યા.

મોહિનીનો મેળાપ કરવાની મુદત હવે વીતી ગઇ હતી તો પણ ગુરૂદેવે સંન્યાસીને એક વખત ત્યાં જવાની સલાહ આપી. સંન્યાસી ઉપત્યકા ગયો તેના આગલે દિવસે જ રણધીરનો શિરચ્છેદ થઈ ગયો હતો. ઉપત્યકાનું પૂર્વનું સૌન્દર્ય નષ્ટ થવાથી સંન્યાસીનું હૃદય દુઃખિત થયું. જે સ્થળે ભૂટિઆ મંદિર હતું, તે સ્થળ અત્યારે જનશૂન્ય, ઉજ્જડ હતું. રણધીરસિંહના ઘરનો વિધ્વંસ થયો હતો. તે બળીને ખાક થઈ ગયું હતું. ઉપત્યકાના રાજમહાલયપર તુર્કોનો પહેરો જોઇને સંન્યાસી સર્વ રહસ્ય કળી ગયો. તેણે મોહિનીની બહુ શોધ કરી. પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ. સંન્યાસી નિરાશ થઇ ગયો.

પ્રિય પ્રાઠકગણ ! ચાલો આપણે પર્વત શિખરનું સૌન્દર્ય નિહાળીએ. પર્વત શિખરપરનું સૌન્દર્ય કેવું મનોહર જણાય છે? જૂઓ, એક વિશાળ વૃક્ષની છાયા નીચે એક તરૂણી વિચારમગ્નાવસ્થામાં બેઠી છે. આ તરૂણી શી વિચારતન્દ્રાને આધીન થઈ હશે વારૂ ? અમે સ્હમજી શકતા નથી તેમ જ અમારા પાઠકો તેની કલ્પના સુદ્ધાં કરી શકશે નહિ. સંસારચિત્ર જોઇને મનને ક્ષુદ્ર માર્ગે લઇ જવાનું અમને વ્યસન પડી ગયું છે. તે માર્ગે જવાને ટેવાયલું અમારૂં મન કહે છે કે, એક યુવતિને પ્રણયચિન્તા સિવાય બીજી ચિન્તા હોય જ શાની ? અમે

ક્ષુદ્રબુદ્ધિવાળા લેખક બીજી શી કલ્પના કરી શકીએ, વારૂ ? અમારા વર્ણનોમાં પણ આવી ક્ષુદ્ર કલ્પનાઓનો વિસ્તાર હોય છે કે બીજું કંઇ ? આવી ક્ષુદ્ર કલ્પનાઓની સહાય્યથી ગ્રંથરચના કરવી એ એક વિડંબના જ છે, અને એવા ગ્રંથનાં પાનાં ઉત્સુકતાથી વાંચવા મંડી જવું એ વાચકોને માટે પણ એક પ્રકારની વિટંબના છે. ગ્રંથકારો પ્રણય વર્ણનોવાળાં પુસ્તકોના કીડા બની રહે છે. આવી વિચિત્ર અવસ્થામાં અમારે ક્યાં સુધી રહેવું પડશે ?

વાંચનાર ! કાષાય વસ્ત્રપરિધાના મુક્તકેશા યુવતિ પાષાણુ મૂર્તિવત્ સ્થિર બેઠી હતી. જો કે તેનો મુખચન્દ્ર અત્યારે મ્લાન જણાતો હતો તો પણ તેના સૌન્દર્યમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા આવી નહોતી. તેનાં નયનદ્વય અશ્રુપૂર્ણ હતાં તથાપિ તે નિસ્તેજ નહોતાં. તેનાં હસ્તપાદાદિ સ્થિર હતાં તથાપિ તે શ્રાન્ત નહોતાં. તે યુવતિના મનમાં વિવિધ પ્રકારના તરંગો ઉદ્ભવતા હતા. પાઠક ! નિર્જીવ અરણ્યમાંની નિર્જીવ–નિઃસાર કથા લખતાં અમે સ્વર્ગીય ચિત્ર પ્રત્યે દુર્લક્ષ્ય કરી શકતા નથી. કારણ કે જ્યારે અમે આ જગતનો ત્યાગ કરી જઇએ ત્યારે તેનું સ્મરણ અમને અદૃશ્ય લોકમાં ખિન્ન કર્યા વગર રહે નહિ. પણ પાઠક ! જૂઓ પેલો સંન્યાસી પણ ભ્રમણ કરતો કરતો અહિં આવી પહોંચ્યો છે ને શું ?

સંન્યાસી તે મુગ્ધાને જોઇને મોહ પામ્યો. જો કે મોહિનીએ અત્યારે વેષાંતર કર્યું હતું તથાપિ સંન્યાસીને તેને ઓળખી કાઢવામાં વિલંબ લાગ્યો નહિ. તે ધીમે પગલે મોહિની પાસે જવા લાગ્યો. સંન્યાસીએ કોણ જાણે કે શાથી પણ અત્યારે રોમાંચ અનુભવ્યો.

પંડિતને પોતાની પાસે આવતો જોઇ મોહિની ઉભી થઇ ગઇ. તે વ્યાકુળ ચિત્તે બોલવા લાગીઃ—" પંડિતજી ! હું અહિં આ વેશ

ધારણ કરીને શા માટે આવી છું તે તમે સ્હમજી શક્યા કે ?"

"તે હું શું જાણું ? પણ, ત્હારા પિતાની સુનાવણીનું શું થયું ?"

"એ બધું પછીથી કહીશ. મારા આ વેષથી આપને સંતોષ થાય છે કે નહિ ?"

"મોહિની ! હજી પણ તારો બાલસ્વભાવ ગયો નથી કે ? તારા પિતાશ્રીની હકીકત જાણવા માટે મારૂં મન અધીરૂં બની ગયું છે. તેમનું શું થયું તે મને પ્રથમ કહે જોઇએ ?"

"આપે મારામાં શો બાલસ્વભાવ જોયો વારૂ ?"

"મંદિર અને તારા પિતાનું ગૃહ એ બન્ને નષ્ટ થયાં છે. તને તેથી દુઃખ નથી થતું કે ?"

"એમાં દુઃખ પામવા જેવું શું છે ? આ સંસારમાં શું શાશ્વત છે ? આપ જ એક વખત કહેતા હતા કે સંસારની વસ્તુ માત્ર ક્ષણ-ભંગુર છે. આપના શિક્ષણની મારા મન પર કંઈ જ અસર થઇ નથી એવું આપ માની શકો છો કે ? આપના શિક્ષણથી મારામાં કંઈ જ સુધારો થવા પામ્યો નથી એવું આપને શાથી લાગે છે ?"

"એ બધી વાત હમણાં જવા દે ! મોહિની ! સાચું કહેજે ! તને સહજ પણ દુઃખ નથી થતું કે ?"

"મને દુઃખ થાય છે કિંવા નહિ તે આપ નથી સ્હમજી શકતા કે ? ધારો કે મને દુઃખ થતું હોય તો પણ આપ તે શી રીતે જાણી શકશો ?"

"જો અંતઃકરણમાં દુઃખ થતું હોય તો તેનો ભાવ મનુષ્યની મુખમુદ્રાપર તરી આવે છે. તારા બાહ્ય વર્તન પરથી તને દુઃખ થતું હોય એવું મને લાગતું નથી. તું આવી અસ્વાભાવિક વૃત્તિ ક્યાંથી શીખી ?"

"અસ્વાભાવિક વૃત્તિ કેવી ?"

'૬ તને દુઃખ થતું હોય એમ મને લાગતું નથી. "

" પંડિતજી ! " મોહિની સ્મિત કરતી બોલી:-" અમે પર્વત પ્રદેશમાં નિવાસ કરનારા છીએ. અમારૂં દુઃખ બહાર દેખાતું નથી. ચાલો, મારી પર્ણકુટિમાં જઇએ ! ત્યાં ગયા પછી હું આપને સઘળું જણાવીશ. "

અલ્પ સમયમાં જ મોહિની સંન્યાસીને પોતાની પર્ણકુટિમાં લઈ ગઈ. પર્ણકુટિમાં ગયા પછી મોહિનીનું વદનમંડળ મ્લાન બની ગયું. સંન્યાસીનો હાથ પોતાના હાથમાં લઇને તે બોલી:-"પંડિતજી ! હું આપની અપરાધિની છું, આપના હૃદયને મેં અનેક વખત આઘાત કર્યા છે. હું માનું છું કે મેં જો આપના હૃદયને વ્યથા ન આપી હોત તો આજે મારે અસ્થિર બનવું પડયું ન હોત ! અમે પર્વતવાસી સ્ત્રીઓ પાષાણહૃદયા હોઇએ છીએ. કોઇ પણ દુઃખકારક ઘટનાથી તેને દુઃખ શાનું થાય ? પણ આજે મને ખાત્રી પૂર્વક લાગે છે કે હું અસ્થિર બની ગઈ છું. એમ શાથી બનવા પામ્યું છે તે હું સમજી શકતી નથી. અમે પર્વતવાસિનીઓ કોઇ પણ પ્રકારનો ત્રાસ સહન કરી શકવા માટે અસમર્થ છીએ. આ છરી જોઇ કે ? તે મારા હાથમાં એમને એમ રહી છે. એ શિક્ષણ કોનું ? પંડિતજી માફ કરો ! હું આપના શિક્ષણનું ફળ આપને પાછું સોંપું છું તેનો સ્વીકાર કરો ! આજે આપના શિક્ષણનું હું વિસર્જન કરૂં છું, આપના ઉપદેશને હું મારા હૃદયમાંથી દૂર કરૂં છું. આ હૃદયમાં એ શિક્ષણનું પોષણ થવાથી શો લાભ થવાનો હતો ? હું આપની અપરાધિની થઇ છું. આપની પાસેથી મેં જે શિક્ષણ મેળવ્યું છે તે વ્યર્થ ગયું છે. "

મોહિની હવે છાતીફાટ રૂદન કરવા લાગી. તે ડુસકાં ભરતાં બોલી:— "હું આપનું સઘળું પાછું સોંપું છું. કશુંયે બાકી રાખતી નથી. સઘળું

પાછું સોંપીને હું હૃદયમાં શાનું પોષણ કરૂં ? આપની મૂર્તિનું. નહિ, નહિ, આપ કહેશો કે ધર્મસાધના કરવી હોય તો દુઃખાવેગનો ત્યાગ કરવો જોઇએ. પણ હું તેમ કરી શકું તેમ નથી. હું આ બન્ને વૃત્તિઓને મારા હૃદયમાં પોષીશ. હું એ બન્નેને સમભાવથી વળગી રહીશ. મારા પિતાની સુંદર મૂર્તિ હું વિસરી શકીશ કે ? તેમનો શિરચ્છેદ થયો હતો ત્યારનો પ્રસંગ મારા હૃદયમાંથી શી રીતે દૂર થઇ શકે ? તેમ બનવું અસંભવિત છે. હાય પિતા ! મારૂં હૃદય ફાટી જાય છે. ગુરૂદેવ ! આપ જ્ઞાની છો ! પિતાનો મૃત્યુપ્રસંગ વિસરી જઇને કેવળ ધર્મથી જ હું સંતુષ્ટ થઇ શકીશ નહિ. મારો અપરાધ ક્ષમા કરો ! મને રજા આપો. ”

“ મોહિની ! આમ ગાંડી કેમ થાય છે ? તારા પિતાને કોણે મારી નાંખ્યા ?” સંન્યાસી ગભરાતા સ્વરે બોલ્યો.

“ રાજાની આજ્ઞાથી જ તુર્કોએ ગઇ કાલે મારા પિતાનો શિરચ્છેદ કર્યો છે. મને આ દુઃખથી કોણ નિવૃત્ત કરી શકશે ?” મોહિની ડુસકાં ભરવાં લાગી.

સંન્યાસીએ એક દીર્ઘ નિઃશ્વાસ મૂકયો. તેનું હૃદય અસ્થિર બની ગયું. તે ગંભીર સ્વરે બોલ્યો: “ મોહિની ! ધૈર્ય ધર ! ઇશ્વર તને શાન્તિ આપો ! પ્રભુ તારૂં કલ્યાણ કરો. ”

“ મને શાન્તિ નથી જોઇતી. હું પર્વતપાલિતા વનબાળા શાન્તિ પામીને શું કરૂં ? પંડિતજી ! હવે મારી આશા છોડી દો ! મારો પ્રેમ પાછો લ્યો. આપના ઉપદેશાનુસાર હું કદાપિ વર્તી શકી નથી. ક્ષમા કરો ! ક્ષમા કરો ! ”

“ પ્રિય મોહિની ! તું શું કરશે ? ”

"હું શું કરીશ ? તે બદલ આપ ચિન્તા મ કરો ! મને આજ્ઞા આપો !"

"તને રજા આપીને હું શું કરૂં ? તારો પ્રેમ હું શી રીતે વિસારી મૂકું ? મોહિનિ ! ધૈર્ય ધર !"

"તે હું જાણુતી નથી. ઇશ્વરને શરણે જાઓ ! રમણી પ્રત્યે પ્રેમ રાખવો એ આપના જેવા જ્ઞાનીને માટે ઉચિત નથી. આપ ધાર્મિક છો. મનુષ્યપ્રાણી પર મોહ રાખવો એ આપના માટે અનુચિત છે. મારી મનઃ કામના પૂર્ણ થશે એટલે હું ઇશ્વરપરાયણા બનીશ અને તેવી સ્થિતિ પ્રાપ્ત થયા પછી હું કોઇ પણ વસ્તુમાં પણ આસક્તિ રાખીશ નહિ. મારા પ્રત્યેના મોહનો ત્યાગ કરો ! હું અપરાધિની છું."

મોહિની શાન્ત થઈ. સંન્યાસી વિચારગ્રસ્ત થયો. છેવટ સંન્યાસી નિરાશ વદને બોલ્યોઃ—"મોહિનિ ! તારી છરી બતાવ જોઇએ ?"

મોહિની દીવાના જેવી બની ગઈ હતી. તેણે પોતાના હાથમાંની છરી સંન્યાસીના હાથમાં સોંપી, એટલે તે પર્ણકુટિ બહાર ચાલ્યો ગયો. હતબુદ્ધિ મોહિની વિચારતન્દ્રાને આધીન થઇને અવાક્ સ્થિતિમાં ત્યાં જ બેસી રહી.

મોહિનીના હાથમાંની છરી લઇને સંન્યાસી કયાં ચાલ્યો ગયો હશે?



# પ્રકરણ ૩૩ મું.



## સંસારી કે સંન્યાસી ?

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽप्राप्तु मुपायत: ॥

ભાવાર્થ:—અજીતાત્મા થકી યોગ સધાવો માનું દુર્લભ:
વશ્યાત્મા તો મથતાં યે ઉપાયે સાધી તે શકે.

श्रीमद् भगवद्गीता ।

મોહિનીની પર્ણકુટિમાંથી નીકળેલો સંન્યાસી પર્વતશિખર પરના એક ઘનવૃક્ષરાજીવાળા પ્રદેશ તરફ ચાલ્યો ગયો. આ અરણ્યપ્રદેશ તદ્દન નિર્જન હતો. સંન્યાસીના હાથમાં તીક્ષ્ણ છરી હતી. છરી લઇને સંન્યાસી ક્યાં ગયો તે મોહિની સમજી શકી નહિ.

સંન્યાસી એક એકાંત સ્થળે જઈ પહોંચ્યો એટલે પુનઃ બબડવા લાગ્યો: " આજે હું પ્રતિમાનું વિસર્જન કરીશ. કેટલાયે યત્નો કર્યા પરંતુ પ્રતિમા સુંદર બનતી નથી ત્યારે શું કરૂં ? કોઇનાં વચન પર વિશ્વાસ રાખીને પ્રતિમાને કાયમ રાખું ? મારો વિવેક ઉત્તમ ચિત્રકાર નથી એ હું હવે સમજી શકયો છું. મૃતિકાના દોષને લીધે ઘડાનો રંગ ખુલતો નથી. વિવેક તેને શું કરી શકે ? કેટલાયે પ્રયત્નો કર્યા, કેટલુંયે સાંભળ્યું, કેટલુંયે જોયું, કેટલુંયે ધૈર્ય ધર્યું, આમ છતાં પ્રતિમા પર ઉત્તમ સ્વચ્છ રંગ ખુલ્યો નહીં ત્યારે હવે પ્રતિમાને ફેંકી ન દઉં તો શું કરૂં ? ગુરૂદેવ પણ કહેતા હતા કે દુર્દમનીય રિપુઓ મારા જીવનને કલંકિત કરીને મારા આત્માને મલિન કરે તો વિવેકરૂપી

ચિત્રકાર પાસે આત્માને નીતિરૂપી ઉજ્જવલ રંગથી પવિત્ર અને તેજસ્વી બનાવરાવવો. હું તેમ કરવા સમર્થ નથી. મારો વિવેક મારા આત્માને ઉજ્વલ બનાવી શક્યો નથી, ત્યારે આ કલંકયુક્ત પ્રતિમાને ટકાવી રાખવાની શી આવશ્યકતા છે? નિરવ જગત્! હું તારી સાક્ષી રાખીને આજે પ્રતિમા વિસર્જન કરૂં છું."

સંન્યાસીએ રોમાંચ અનુભવ્યો. તેણે પોતાનો હાથ ઉગામીને પોતાના ગળા પર છરીનો ઘાવ કર્યો. પરંતુ તેનો હાથ એમનો એમ ઉંચો જ રહી ગયો. તે પુનઃ બબડવા લાગ્યોઃ–" હે કર! તું વિશ્વાસઘાતી ન બન! નૌકાને બૂડાડી દે! જગતના નિંદાપવાદથી ભયભીત બનીને પાપવૃદ્ધિ કેમ થાય? જગત્ ક્યાં હૃદય જાણે છે? પુષ્કળ સહન કર્યું. પુષ્કળ ધૈર્ય ધર્યું, હવે વિશેષ યાતના સહન થઇ શકે તેમ નથી. કર! નૌકા ડુબાવી દે! વિશ્વાસઘાત ન કર! ગુરૂદેવે કહ્યું હતું કે નૌકા ડુબવા લાગે ત્યારે નાવિકને હાંક મારવી. તેના પ્રત્યે શ્રદ્ધા રાખવી. જળઊર્મિઓ જોઇને ગભરાવું નહિ. નાવિક જ નૌકાને બચાવી શકશે. ગુરૂદેવનો ઉપદેશ કેવળ કલ્પનાસૃષ્ટિમાં જ રહ્યો છે. હવે ધૈર્ય ધરી શકાતું નથી. આશાનું અવલંબન થઇ શકતું નથી. પાપભાર દિનપ્રતિદિન વૃદ્ધિંગત થતો જાય છે. આમ છતાં નૌકાને શા માટે બચાવવી? જગત્ ગમે તેમ કહે! મારા વ્હાલા કર! નૌકાને ડુબાવી દે! બેવફા ન થા!"

સંન્યાસી ઉન્મત્ત બની ગયો. તે ઇતરસ્ત ભ્રમણવા લાગ્યો. તે પુનઃ બબડવા લાગ્યોઃ—" દાવાનળને શરીરરૂપી અરણ્યમાંના સઘળા હિંસક પશુનો નાશ કરતાં આવડે તો પછી ઇતર ઉપાય યોજવાની જરૂર જ શી? એક પછી એક હિંસક પશુનો નાશ કરવાથી બીજાનો ઉદ્ભવ થાય છે, અને બીજાનો નાશ કરતાં ત્રીજાનો ઉદ્ભવ થાય છે. આ

પ્રમાણે ક્યાં કરવાથી શાન્તિ કેમ મળે? અને યુદ્ધ કરવાથી ઉપયોગ પણ શો ? એક રિપુનો નાશ થાય છે ત્યાં વળી બીજો રિપુ ભયંકર ત્રાડો પાડતો આવે છે ! કેટલા દિવસ, કેટલા મહિના, કેટલાં વર્ષો થયાં પરંતુ હિંસક પશુઓથી શરીરરૂપી અરણ્યનું રક્ષણ કરતાં આવડયું નહિ. જો દાવાનળ પ્રગટાવતાં આવડયો હોત તો સર્વ રિપુનો વિધ્વંસ થઇ શક્યો હોત. પરંતુ તેમ કરતાં આવડે છેજ ક્યાં? તેમ કરવા હું સમર્થ નથી! ત્યારે હવે હું શું કરૂં ? હવે તો અરણ્યનો ત્યાગ કરવો એજ ઉચિત છે. અન્ય ઉપાય જ નથી, હિંસક પશુઓ આક્રમણ ન કરી શકે તેવા સ્થળે નાસી જાઉં ? પણ જાઉં ક્યાં ? એવું સ્થળ જ ક્યાં છે!"

સંન્યાસી સંતપ્ત થયો. તે પોતાના દેહ તરફ દષ્ટિ ફેંકતો પુનઃ બબડયો:-" આ રોગગ્રસ્ત શરીર ટકાવી રાખવામાં હવે કાંઇ જ લાભ નથી. કેટલાકનો પ્રતિકાર કરવો ? એક રોગ શાન્ત થાય છે ત્યાં બીજો રોગ પોતાનું પ્રાબલ્ય બતાવવા લાગે છે. બીજાને નિર્મૂળ કરૂં છું ત્યાં વળી ત્રીજો જ નજરે પડે છે. ઔષધિની હવે કંઇ પણ કારી ફાવતી નથી. આટલા પ્રયત્નો કરવા છતાં પણ ગુરૂદેવે સૂચવેલી મહાન્ ઔષધિ પ્રાપ્ત ન થઇ શકી! જે ઔષધિનું માત્ર એકજ વાર પાન કરવાથી સર્વ રોગ એકદમ શાન્ત થઈ જાય છે તે ઔષધિની પ્રાપ્તિ ન થઈ શકી. ત્યારે હવે મારે કરવું શું? હવે વિશેષ રોગ-દુઃખ સહન થઇ શકે તેમ નથી. ધૈર્ય ધરવાથી બધું પ્રાપ્ત થઈ શકશે એમ ગુરૂદેવ કહેતા હતા. યાતનાઓ સહી સહીને હવે શરીર પણ થાકી ગયું છે. આ રોગગ્રસ્ત શરીરનો ત્યાગ હવે કરવો જ પડશે. પરંતુ તેનો પરિત્યાગ કરીને પણ ક્યાં જાઉં ? હર! હર! હર! કેવી યાતના! યાતનાથી મુક્ત થવા માટે સંસારનો ત્યાગ કર્યો! પણ સંસાર ક્યાં

રોગગ્રસ્ત શરીરનો કેડો મૂકે છે ? હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં સંસાર મારી પૂંઠે ધાય છે. ક્યાં જાઉં ? પ્રભુ, હવે તો હદ વળી. મારાથી સહન નથી થતું હવે ! ”

સંન્યાસી થોડીવાર મૌન રહ્યો. તેણે પોતાનાં બન્ને નેત્રો બંધ કરીને ગદ્દગદ્ કંઠે બોલવા માંડયુંઃ—“ પ્રભો ! ક્યાં જાઉં ? અપરાધીને માટે ક્યાંઇ સ્થાન નથી. જ્યાં જાઉં ત્યાં હિંસક રિપુના હલ્લાનો ભય રહે છે. અંતર્યામી ! ત્હારા સિવાય મારૂં હૃદય હવે કોઇ કળી શકે તેમ નથી, પ્રપંચ કરીને તને છેતરી શકાય તેમ નથી. હૃદયવિહારી ! હું શતાપરાધિ તને શું વિનવું ? હવે હું મારા મનને કેટલોક બોધ આપું ? ગુરૂદેવે પુષ્કળ ઉપદેશ કર્યો તો પણ મારી દશા આવી જ રહી. મેં કેટલા બધા પ્રયત્નો કર્યાં છે તે તું જાણે છે. પરંતુ મને નિષ્ફળતા જ મળી છે. હું લક્ષ્યવિહીન—સાધ્યરહિત—જીવનશૂન્ય, પાપી, દુઃખી, નીચ, શતાપરાધિ બાળક છું. દીનબંધો ! એકવાર મારા પ્રત્યે કૃપાભરી દૃષ્ટિ ફેંક ! આજે હું મારી જીવનનૌકા ડૂબાવું છું. હિંસક પશુઓથી ભરેલા આ અરણ્યનો હું આજે ત્યાગ કરૂં છું. જગદીશ ! ! આ રોગગ્રસ્ત શરીરનો હું ત્યાગ કરૂં છું. જગતના લોકો મને ધાર્મિક પુરૂષ માને છે, પરંતુ આંતરિક રીતે હું કપટી છું. તું સર્વજ્ઞ છે. હવે હું કોનાપર વિશ્વાસ રાખું ? મેં મને પોતાને ઓળખ્યો છે. મારા હૃદયમાં ભરેલા વિષની જ્વાલા હવે મારાથી સહી શકાતી નથી. પ્રભો ! આજે હું પ્રતિમા વિસર્જન કરૂં છું. મારા પાપની હવે સીમા રહી નથી. વિશ્વંભર ! તને સાક્ષી રાખીને હવે આ દેહનો ત્યાગ કરૂં છું. ” ત્યાર પછી સંન્યાસી પોતાના મનને ઉદ્દેશીને બોલવા લાગ્યોઃ—“ પાપી મન ! તેં વિષપાન કર્યું ને ? મોહિની અમૃતદાયિની હતી, પરંતુ તેના અમૃતને ગરલ માનીને તેં વિષપાન કર્યું છે. મોહિનીના મધુર સ્મિતનો

તેં ભળતો જ અર્થ કરી દીધો ! અરેરે ! તું કેવું નીચ છે ? વિષને અમૃત બનાવવાનું તો બાજૂપર રહ્યું, પરંતુ તું અમૃતને પણ અમૃત તરીકે ઓળખી શક્યું નહિ ! ગુરૂદેવ એક વખત કહેતા હતા કે સંસારમાં બે પ્રકારનાં ચિત્ર છે, એક અમૃતમય અને બીજું વિષમય ! વિષપૂર્ણ ચિત્રનો મોહ તીવ્ર હોય છે, તેની મોહિની શક્તિ પ્રબળ હોય છે. પરંતુ જેઓ વિષપૂર્ણ ચિત્રને અમૃતમય માને છે તેમનાપર વિષ અમૃતનો વર્ષાવ કરવા માંડે છે, અર્થાત્ તેમના માટે વિષ અમૃતરૂપ બની જાય છે. આવી સ્થિતિ અત્યંત કષ્ટપ્રદ હોય તો પણ તે એક મનુષ્ય માટે અસાધ્ય નથી. પરંતુ હું તે સ્થિતિ પણ પ્રાપ્ત કરી શક્યો નહિ. હું પ્રલોભનપર વિજય મેળવી શક્યો નહિ. વિષને અમૃતમય બનાવીને હું તેનું પાન કરી શક્યો નહિ. હું નરાધમ છું, મેં અમૃતનેજ વિષ ગણી લીધું ! કેવી ભયંકર પીડા ? અમૃતસ્વરૂપિણી મોહિની ! તું પ્રેમમૂર્તિ છે. તું હૃદયની વિશ્રામરૂપ છે. મેં અમૃતમન્થન કરીને વિષપાન કર્યું ! હવે હું જીવવાનો નથી ! મને કોણ બચાવી શકનાર છે ? જગત્ અંધકારમય બની જાઓ ! પૃથ્વીનો પ્રલયકાળ સમીપ આવો ! હું કેવો ભ્રમિષ્ટ થયો છું ? મારો હાથ ! આ મારો હાથ જૂઓ ! મારૂં મન ક્યાં છે ? મોહિની ! છોડ, મને કાંઇ ન આપ ! મારા મનને પાશબદ્ધ ન કર ! જો, મારા હાથમાં આ શસ્ત્ર છે ? જોયું કે ? પિશાચિની ! મન, તું પિશાચિનીની મમતા ત્યજી દે ! ડાકિનીની વશીકરણી મંત્રજાળ તોડી નાંખ ! છટ્ છટ્ ! હું તદ્દન ગાંડો થઇ ગયો છું.

"છરી ! તું કેવી સુંદર જણાય છે. તારી સહાયથી મોહિની પોતાના પ્રાણનું રક્ષણ કરી શકી. મોહિનીનો હાથ પવિત્ર છે, હું પોતે એક પશુ સમાન જ છું, આ શસ્ત્રને લાયક જ છું, ખરૂં કે ? તદ્દન ખરૂં છે.

હું. પણ આ હાથ કોનો છે? મોહિનીનો કે? ના; તેનો હાથ અતિ વિશ્વાસુ છે, મારો હાથ અપવિત્ર–વિશ્વાસઘાતી છે. મોહિનીનો હાથ શત્રુનો વિધ્વંસ કરવાનો હોય ત્યારે તેને ફસાવતો નથી, મારો હાથ તેમ કરવા જતાં મને ફસાવે છે, હું પોતે જ મારો શત્રુ છું, મારો નાશ નહિ થઇ શકે કે? મોહિનીનો હાથ પ્રમાણિક અને મારો હાથ અપ્રમાણિક છે કે? શું હું મારા હાથવડે શસ્ત્રનો યોગ્ય ઘાવ નહિ કરી શકું કે?" આટલું બોલતાં બોલતાં સંન્યાસીએ પોતાનો હાથ લંબાવ્યો. તેણે તરત જ તે છરી પોતાના વક્ષસ્થળમાં ભોંકી દીધી. ક્ષણ માત્રમાં સંન્યાસી ભૂમિપર પટકાઇ પડયો. તેના શરીરની નાડીઓ તુટવા લાગી. તરફડીઆં મારતાં મારતાં સંન્યાસી ડચકાં ખાતાં ખાતાં બોલ્યો:– "પ્રભો! મારા જેવા કીડાને શરણે લે! દુનિઆ મને સંન્યાસી તરીકે ઓળખે છે, પરંતુ મારૂં હૃદય હજી સુધી સંસારીના હૃદય જેવું જ રહ્યું છે અર્થાત્ તે આસક્તિથી પૂર્ણ છે. હું નિર્ણય નથી કરી શકયો કે હું સંસારી છું કે સંન્યાસી? પ્રભુ, તારા ચરણમાં મને સ્થાન આપ અને તુંજ નિર્ણય કર કે હું **સંસારી કે સંન્યાસી ?**

"એમાંથી એકે નહિ." ધરણીપર ઢળેલા સંન્યાસીના કર્ણપર ધ્વનિ આવ્યો.

સંન્યાસી ચમકયો. શસ્ત્ર છાતીમાં હજી પણ ઘોંચેલું હોવાથી તે અત્યારે બેભાન થતો જતો હતો. પરંતુ ઉપરના શબ્દો તેણે ઉંડાણમાંથી સાંભળ્યા ખરા. એ શબ્દ કોણે ઉચ્ચાર્યા હતા તેની ખાત્રી કરવા જેટલો શુદ્ધિમાં તે નહોતો જ. પૃથ્વીપર પડયાં પડયાં સંન્યાસી હજી પણ તરફડીઆં માર્યા કરતો હતો.

અલ્પ સમયમાં જ એક તેજ:પુંજ મુખમુદ્રા વાળી ભવ્ય વિભૂતિ આ સ્થળે આવી પહોંચી. તરફડીઆં મારતા સંન્યાસીની છાતી

પર એક હાથ મૂકીને એ વિભૂતિએ પોતાના બીજા હાથ વડે સંન્યાસીની છાતીમાંથી છરી કાઢી લીધી. આ ભવ્ય વિભૂતિ સંન્યાસી પ્રત્યે કરુણાપૂર્ણ દૃષ્ટિથી તાકી રહી હતી. તેના નયનદ્વયમાંથી પણ અશ્રુનો વર્ષાદ થઇ રહ્યો હતો.

અલ્પ સમયમાં જ મોહિની પણ આ સ્થળે દોડતે પગે આવી પહોંચી. પંડિતને ધરતી પર તરફડીયાં મારતાં તેણે છેટેથી જોયો. પંડિતના શરીરપર પ્રેમળપણે હાથ ફેરવતી એક ભવ્ય વિભૂતિને પણ તેણે નિહાળી. મોહિની હજી સંન્યાસી જે સ્થળે પડયો હતો ત્યાંથી લગભગ પચીશેક કદમ દૂર હતી. આવું ભયંકર દૃશ્ય જોઇને તે ત્યાં પાષાણ મૂર્તિવત્ સ્થિર થઈ ગઇ. એક ડગલું પણ આગળ ભરવાની તેની હિંમત ચાલી નહિ. તે સચિંત વદને સ્વગત બોલવા લાગી:—
"હાય ! હાય ! હું આ શું જોઉં છું ? શું એ પંડિતજી છે ! હા એ તો એજ ! અરે, પણ એમના જેવા જ્ઞાની મનુષ્યે પણ એક કાપુરુષને છાજે એવું કૃત્ય—આત્મહત્યા કરી ! શું મારો ભય સત્ય નિવડયો ? મેં હમણાં જે કીકીઆરી સાંભળી તે તેમની જ ! પ્રભુ, પ્રભુ, તું શું કરવા બેઠો છે ? બે દિવસ પૂર્વે પિતાજીનો શિરચ્છેદ થયો ! આજે પંડિતે આત્મહત્યા કરી ! અરેરે ! હવે મારૂં આ વિશ્વમાં કોણ છે ? મારે પણ જીવીને હવે શું કરવું છે ? ગુરૂ જગતનો ત્યાગ કરીને ચાલ્યો ગયો ! શિષ્યાએ મેળવેલા સુશિક્ષણનો બદલો તેને શી રીતે આપવો જોઇએ ? બસ, હવે આ જીવનદોરી તોડી નાખીશ. સંન્યાસી ! સંન્યાસી ! પ્રિય સંન્યાસી ! મેં તમને મારી પર્ણકુટિમાં ઉપદેશ કર્યો તેથી તમને મારા પ્રતિ ખોટું લાગ્યું કે? એક અબળાના શિષ્યાના ઉપદેશથી તમને શોક થયો કે ? એ શોકનું આવું પરિણામ ! આટલો બધો ક્રોધ ? પ્રભુ ! પ્રભુ !"

આ પ્રમાણે વિચાર કરી રહ્યા પછી મોહિની દોડતા પગે સંન્યાસી નિશ્ચેષ્ટાવસ્થામાં પડયો હતો ત્યાં જઇ પહોંચી.

સંન્યાસીની સમીપમાં બેઠેલી વિભૂતિએ અત્યારે તેની છાતીપર પાટો બાંધવાનું કાર્ય કરવા માંડ્યું હતું. એ વિભૂતિ બેભાન સંન્યાસી પ્રત્યે કરુણાજનક દૃષ્ટિ ફેંકતાં વિચારમગ્નાવસ્થામાં બેઠી હતી. એકાએક પોતાની પાછળ કોઇનો પગરવ સંભળાવાથી એ વિભૂતિએ પાટો બાંધતાં બાંધતાં પાછળ દૃષ્ટિ કરી તો તેણે સામેથી એક પોતાની તરફ લાવણ્યમયી તરુણીને દીવાના મનુષ્યની માફક દોડતી આવતી દીઠી.

અલ્પ સમયમાં જ મોહિની સંન્યાસી પડયો હતો ત્યાં આવી પહોંચી એટલે તેની સેવાશુશ્રુષા કરતી વ્યકિતના ચરણોમાં શિર નમાવીને અજબ નયને તે બોલી:-" કૃપાનિધાન ! મારો સર્વનાશ થઇ ગયો ! હું અભાગિની છું. "

" બાઇ, શાન્ત થા ! પ્રભુ સૌ સારૂં કરશે. "

મોહિની તરત જ ઉઠીને સંન્યાસીની સમીપમાં જઇને તેના શિર પર હાથ ફેરવવા લાગી અને બોલી: "-પંડિતજી, તમને આ શું સુઝયું ? તમારી વિદ્વત્તા-તમારી ઇચ્છીતતાને આવું ન છાજે હો ?" આટલું બોલ્યા પછી તે પોતાની સામે બેઠેલી પ્રતાપી વ્યકિત પ્રત્યે સજળ નયને બોલી:-" પ્રભો ! આપનો પરિચય આપીને આ કિંકરીને ઉપકૃત કરશો કે ? "

" વત્સ ! એ બધું તું યોગ્ય સમયે જાણી શકીશ. હાલ તરત આ હરિપ્રસાદને કેટલાક તાત્કાલિક ઉપચારો કરવાની આવશ્યકતા છે. આટલામાં તેને સત્વર લઇ જઇને સુવાડી શકાય એવું કોઇ સ્થાન છે કે ? "

" હા જી ! મારી પર્ણકૂટિ અહિંથી માત્ર સોએક ડગલાં દૂર

છે ત્યાં તેમને લઈ જઈએ. પરંતુ મહારાજ, કહોને આ સંન્યાસી મહારાજ પુનઃ જીવતા થશે કે ? તેમનો આત્મા હજી પરલોક પ્રયાણ તો નથી કરી ગયો ને ? ”

“ ના; પરંતુ ઉપચાર સત્વર કરવામાં ન આવે તો તેના પ્રાણની હાનિ થવા ચોક્કસ સંભવ છે. ”

“ મહારાજ, સત્વર કરો ! ચાલો હું તેમનું માથું પકડું છું. આપ તેમના પગ પકડો. ચાલો, આપણે બન્ને સાથે મળીને તેમને ઉપાડી લઈએ. ”

તરત જ મોહિની અને પેલી ભવ્ય વ્યક્તિએ બેશુદ્ધાવસ્થામાં પડેલા સંન્યાસીને ઉંચકી લીધો. અલ્પ સમયમાં જ તેઓએ સંન્યાસીને પર્ણકુટિમાં લાવીને સૂવાડ્યો. ત્યાર પછી પેલી ભવ્ય વ્યક્તિ ‘ હું હમણાં જ આવું છું. એમ કહીને પર્ણકુટિની બહાર નીકળી પડી.



# પ્રકરણ ૩૪ મું.

## આત્મશોધનનો ઉપાય.

મોહિની નિશ્ચેષ્ટાવસ્થામાં પડેલા સંન્યાસી પ્રત્યે એકીટશે જોતી પર્ણકૂટિમાં બેઠી હતી. સંન્યાસી માટે આટલી બધી લાગણી ધરાવનાર આ ભગવાં વસ્ત્રધારી સંસાર વિરાગી વિભૂતિ કોણ હશે તે પ્રથમ તો તે જાણી શકી. પરંતુ જેમ જેમ સંન્યાસી સાથે પૂર્વે થઈ ગએલા વાર્તાલાપનું સ્મરણ તેને તાજું થવા લાગ્યું તેમ તેમ તેના હૃદયમાં ખાત્રીપૂર્વક લાગ્યું કે: " આ મહાન્ વ્યક્તિ બીજી કોઈ નહિ પરંતુ સંન્યાસીના ગુરુ જ હોવા જોઇએ. ગુરુ વિના શિષ્યને કોણ બચાવે ?"

મોહિની આ પ્રમાણે વિચાર કરતી બેઠી હતી એટલામાં પેલી મહાન વિભૂતિ પર્ણકૂટિમાં પુનઃ આવી પહોંચી. તેણે મોહિનીના હાથમાં એક વૃક્ષનાં બે ચાર પાંદડાં આપીને કહ્યું: " તું આ પાંદડાંને બારીકીથી વાટી નાખ અને પછી તેનો રસ એક વાડકીમાં સહજ ગરમ કરીને મારી પાસે લાવ. "

મોહિનીએ તરત જ મહાત્માની આજ્ઞાનુસાર કર્યું એટલે મહાત્માએ તે રસ સંન્યાસીના શરીરપર ઘસીને ચોળવાનું શરૂ કર્યું. લગભગ અર્ધા કલાક સુધી સંન્યાસીના શરીરપર ઔષધિનું ઘર્ષણ થવા લાગ્યું એટલે તે ધીમે ધીમે ઉષ્ણ થવા લાગ્યું. સંન્યાસીનો શ્વાસોચ્છ્વાસ ચાલવા લાગ્યો. મોહિની સંન્યાસીના સચેતન થતા જતા, શરીર પત્યે દૃષ્ટિ ફેંકતી આશાપૂર્ણ નેત્રે બોલી: " મહારાજ, જૂઓ ! જૂઓ ! પંડિતજીનું શરીર હવે હાલવા ચાલવા લાગ્યું છે. "

" બેટા ! પ્રભુ ઇચ્છા તો પંડિત માત્ર બે ત્રણ દિવસમાં જ હરતો ફરતો પણ થઇ જશે ! "

"હેં ? સત્ય કહો છો શું ?"

"અસત્ય સંભાષણ કરવાની મને કંઈ જ જરૂર નથી."

મોહિની થોડી વાર સુધી સંન્યાસી અને મહાત્મા પ્રતિ તાકી તાકીને જોઈ રહ્યા પછી બોલી:–"મહાત્મન્, હવે મને કહેશો કે આપ આ પંડિતજી, માટે આટલો બધો પ્રેમ ધરાવો છો તેનું શું કારણ છે ? વળી આપે પંડિતજીને હરિપ્રસાદ કહીને બોલાવ્યા જતા તે કેમ?"

મહાત્મા ક્ષણ પર્યંત મૌન રહ્યા અને મોહિની પ્રત્યે એકી ટશે તાકી રહ્યા. ત્યારપછી તે બોલવા લાગ્યા: "વત્સા, હરિપ્રસાદ મારો શિષ્ય છે. આ પંડિત તેજ હરિપ્રસાદ છે !"

હવે મોહિનીએ પોતાનું શિર નીચું નમાવ્યું. તેણે ગુરૂદેવને પત્ર લખ્યો હતો એ પ્રસંગ યાદ આવ્યો. શું બોલવું તેની તેને સૂઝ પડી નહિ.

"ગુરૂદેવ, આપનાં અલભ્ય દર્શન પામીને આજે હું કૃતાર્થ થઇ. મારૂં જીવન સફલ થયું !" મોહિની પોતે બેઠી હતી ત્યાંથી ઉભી થઈને ગુરૂદેવનાં ચરણોમાં શિર નમાવી રહી.

"કલ્યાણ !" ગુરૂદેવે આશિર્વાદ આપ્યો અને બોલ્યા : "બેટા ! તારા પત્રે મારા હૃદયને સચોટ અસર કરી હતી. તારા પત્રને માન આપીને જ મેં હરિપ્રસાદને તને સહાય આપવા માટે અત્રે મોકલ્યો હતો. પરંતુ તે ત્હને સહાય આપી શકશે નહિ એ વાત હું પ્રથમથી જ જાણી ચૂકયો હતો અને તેથી જ તેને અત્રે મોકલ્યા પછી હું પણ તેની પાછળ ભ્રમણ કરતો આ તરફ નીકળી આવ્યો છું."

"ત્યારે શું આપ મને પીછાની શકયા છો કે ?" મોહિનીએ આશ્ચર્ય દર્શાવતાં કહ્યું.

"હા, સદ્દગુણી પુત્રી, સંન્યાસીને સદ્દબોધ આપીને તેને સન્માર્ગે

વાળવાનો તેં જે પ્રયત્ન કર્યો છે તે બદલ હું તને અંતઃકરણપૂર્વક અભિનન્દન આપું છું."

મોહિની ક્ષણ વાર વિચાર કરીને બોલી:—"મહારાજ, હું આપને પ્રથમ મળી હતી છતાં આજે આપને મારા અસ્થિર મનને લીધે હું ઓળખી ન શકી. વારૂ, મારા અને પંડિતજીની વચ્ચે થએલો સંવાદ પણ આપે સાંભળ્યો છે કે ?"

"અક્ષરશઃ"

મોહિની લજ્જાવિનીત મુખે નીચું જોઈ રહી હતી. ગુરૂદેવ પુનઃ બોલવા લાગ્યાઃ–"મોહિનિ ! તું દેવી છે, પવિત્ર છે, સચ્ચરિત્રા છે. મારા શિષ્યને નિડરતાથી સદ્બોધ આપીને તેં એક આર્યમહિલાને યોગ્ય કર્ત્તવ્ય બજાવ્યું છે. દુર્ભાગ્યની વાત એટલી જ કે, તારા સદુપદેશની અસર હરિપ્રસાદના અંતઃકરણમાં જૂદી જ થઈ. આત્મબળના અભાવે આત્મહત્યા કરવાની નિંદ્ય પ્રવૃત્તિ આદરવા તે પ્રવૃત્ત બન્યો ! જો હું એ જ પળે ત્યાં ન આવી પહોંચ્યો હોત તો અત્યારે તો તેની જીવનનૌકા ક્યારનીયે ડૂબી પણ ગઇ હોત !"

મોહિની અને સંન્યાસીના ગુરૂની વચ્ચે આ પ્રમાણે સંવાદ ચાલતો હતો એટલામાં સંન્યાસીએ પાસું બદલ્યું અને દીર્ઘ નિઃશ્વાસ મુક્તાં "પાણી પાણી' એટલા શબ્દો ઉચ્ચાર્યા.

તરત જ મોહિની એક જળપાત્ર ભરી લાવી એટલે ગુરૂદેવે તેને થોડુંક પાણી પાયું, જે પીધા પછી તે પુનઃ શાન્ત નિદ્રા લેવા લાગ્યો.

ગુરૂદેવ પુનઃ બોલવા લાગ્યાઃ–"બેટા ! મોહિનિ ! તારો સંન્યાસી પ્રત્યેનો પ્રેમ પવિત્ર છે—ઉચ્ચ છે. તે પ્રેમ મનુષ્યનો ચિરકાળનો સહચર–અદશ્ય–અચિંત્ય પરમેશ્વરની પ્રાપ્તિ માટે મનુષ્યને અધિકારી બનાવે છે. એ પ્રેમ જગતમાં દુષ્પ્રાપ્ય છે. સંસારી માનવ તારો આવો વિશુદ્ધ

પ્રેમ કદાપિ જાણી શકે નહિ. સંસારી જીવો સંસારથી અનંતગણી દૂર એવી વસ્તુ જો પોતાના અંતરમાં ધારણ ન કરી શકે તો અદ્વિતીય ઈશ્વિરસેવાને કેવળ કલ્પના અને ધર્મને કેવળ બાહ્યાડંબર જ ગણી કાઢે. નિઃસ્વાર્થ પ્રેમ એ જ આ જગતમાં આદરણીય વસ્તુ છે. સત્યાનાશના સમયે પણ જે પ્રેમ અવિચલ રહે છે, આનંદના સમયે પણ જે પ્રેમ સ્થિર રહે છે, જે પ્રેમ વિપત્તિકાલમાં વિકાર અનુભવતો નથી, તે ઉચ્ચ પ્રેમનું તેં જગતને દર્શન કરાવ્યું છે. વારુ, પણ બેટા ! તારા પિતાના શા સમાચાર છે ? ”

“ ગઈ કાલે જ તેમનો શિરચ્છેદ થયો ! ” મોહિની રુદન કરતાં બોલી.

“ હેં ? અનર્થ ! અનર્થ ! એના જેવા સ્વામીભક્ત રાજસેવકો આ જગતમાં થોડા થશે. મોહિનિ ! દીકરી, હવે મારા હૃદયના શોકનું વર્ણન થઈ શકે તેમ નથી જ. પૂર્વાશ્રમની આશા, વિશ્વાસ, એ બધું વિસરી જઈને સૌન્દર્યમયી પર્વતરાશિનો આશ્રય લેવાનું પ્રયોજન પણ શું ? કેવળ મનની શાન્તિ માટે ! નિર્જન પ્રદેશ જાણીને હું અહિં ચિત્તશાન્તિ અર્થે આવ્યો ! પરંતુ અહિં પણ શાન્તિ ક્યાં છે ? હરિ ! હરિ ! ”

ગુરૂદેવે થોડી પળ સુધી મૌન ધારણ કર્યું. તે સ્વગત વિચારવા લાગ્યાઃ—“ જગતનાં પ્રલોભનો સામે ટક્કર ઝીલીને હું આ પર્વત પ્રદેશપર શાન્તિ અર્થે આવ્યો, પરંતુ મારો ઉદ્દેશ હજી પણ સધાયો નથી એમ હવે મને ખાત્રીપૂર્વક લાગે છે. મારા હૃદયમાંથી પણ હજી આસક્તિનો સમૂળગો નાશ ક્યાં થયો છે ? જો તેમ થયું હોત તો હું અત્યારે આ અશાન્તિ ન અનુભવતો હોત ! મારી બ્રહ્મનિષ્ઠા પૂર્ણપણે જાગ્રત કરવા માટે હવે મારે જગતનાં સઘળાં આવરણો ત્યજી

દેવાની જરૂર છે. હું પોતે જ હજી આત્મશોધન કરવામાં પછાત છું ને તેથી જ મને આવાં આવાં આવરણો નડે છે. આ આવરણો મારી ચિત્તશાન્તિને હચમચાવી મૂકે છે—અસ્થિર બનાવી દે છે. હરિપ્રસાદને મેં મારી સાથે લીધો. તેના આત્મોદ્ધાર અર્થે મેં ઘણું ઘણું કર્યું; પરંતુ હજી પણ તેનું આત્મબળ દૃઢ થયું નથી. ત્યારે હવે ઉપાય શો? મારે તેનો ત્યાગ કરવો? ના; ત્યારે તેને મારી સાથે રાખીને હજી પણ હું તેને પૂર્વવત્ શિક્ષણ આપું—તેની આત્મનિર્બળતા દૂર કરવાના યત્નમાં મચ્યો રહું? પરંતુ એમ કરવાથી તો મારી પોતાની પ્રગતિમાં પણ વિરોધ આવશે. ત્યારે હવે ઉપાય શો? મારૂં અને મારા આત્માનું બન્નેનું કલ્યાણ થાય એવો માર્ગ કયો? બસ એક જ માર્ગ છે. ભગવાન શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે:—

**सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥**

અર્થાત્—**જેવી પ્રકૃતિ પોતાની, વર્તે જ્ઞાનીય ત્હેવું જ:**
**પ્રાણી પ્રકૃતિના દાસ, નિગ્રહે કરશે શું ત્યહાં?**

હરિપ્રસાદને યોગસાધનાનો અધિકારી બનવાને હજી અમુક વર્ષો જોઈશે. મારી સાથે અટન કરવાથી જ્યાં સુધી તેની હાર્દિક નિર્બળતા નષ્ટ નહિ થાય, તેની આસક્તિનો નાશ નહિ થાય, ત્યાં સુધી તેને મઝા પડશે નહિ—તેના આત્માને શાન્તિ મળશે નહિ. તેનો આત્મા શાન્તિ પ્રાપ્ત નહિ કરી શકે તેમાં તેનો દોષ નથી. તેને હજી અભ્યાસની આવશ્યકતા છે! એ અભ્યાસ જ્ઞાનનાં પુસ્તકો વાંચવાથી પ્રાપ્ત થાય તેવો નથી. એને હવે મારે કર્મયોગી બનાવવાની આવશ્યકતા છે. કર્મ કરવાથી જ તે પોતાનો આત્મોદ્ધાર કરી શકશે."

મોહિની ગુરૂદેવના અંતરમાં ચાલી રહેલી વિચારપરંપરા વિષે સમજી ચૂકી હતી. જ્યારે ઘણી વાર થઈ તો પણ ગુરૂદેવ પોતાની વિચારતન્દ્રાથી મુક્ત થયા નહિ ત્યારે તે તેમને ઉદ્દેશીને નમ્રભાવે બોલી:–" પ્રભો! આપ શ્રમિત થએલા છો. થોડાં કંદમૂળ મારી પર્ણ-કુટિમાં પડયાં છે તેનું ભક્ષણ કરીને આપ વિશ્રાન્તિ લ્યો તો સારૂં ! હું પંડિતની સંભાળ રાખતી બેઠી છું ! "

ગુરૂદેવ હજી પણ ગંભીર મુખમુદ્રા ધારણ કરીને બેઠા હતા. તેમણે મોહિનીની માગણીનો સ્વીકાર ડોકું ધુણાવીને કર્યો એટલે મોહિની થોડાંક કંદમૂળ લાવી જે આરોગ્યા પછી ગુરૂદેવે બેઠાં બેઠાં જ પોતાનાં નેત્રો મીંચ્યાં.



# પ્રકરણ ૩૫ મું.

## પશ્ચાત્તાપ.

ગુરૂદેવ અને મોહિનીના પરિશ્રમથી સંન્યાસીને છાતીમાં થએલો વ્રણ ધીમે ધીમે રૂઝાવા લાગ્યો. વન ઔષધિના ઘર્પણુથી સંન્યાસી માત્ર ત્રણ ચાર દિવસમાં જ સહજ હરવા ફરવા જેટલો સશક્ત થઇ શક્યો હતો. જ્યાં સુધી સંન્યાસી છેક જ શય્યાવશ હતો ત્યાં સુધી ગુરૂદેવ અને મોહિની તેને બિલકુલ એકલો પડવા દેતાં નહિ. કારણકે, તે એકલો પડે તો અનેક પ્રકારના વિચારો કરવા લાગે અને તેની અસર તેના મન અને શરીર પર થાય તો ભયંકર પરિણામ આવે એ વાત ગુરૂદેવ અને મોહિની સારી રીતે જાણતાં હતાં. હવે સંન્યાસી થોડા ઘણા અંશે પણ સ્વસ્થ થયો હતો. આથી ગુરૂદેવ અને મોહિની પણ પોતાનો પરિશ્રમ સફળ નિવડેલો જોઇને આનંદિત થયાં હતાં.

આજે મોહિની પાણી ભરવા માટે નજીકના સરોવરતીરે નિત્ય નિયમ કરતાં સહજ મોડી ગઇ હતી. ગુરૂદેવે કલ્પના કરી કેઃ—"તે આટલામાં જ ક્યાંઇ ગઇ હશે, તેથી હમણાં જ આવી પહોંચશે ! ચાલ, ત્યારે હું કંઇ કંદમૂળ મળે તો શોધ કરી આવું."

આમ વિચારીને ગુરૂદેવ ચાલ્યા ગયા. સંન્યાસી પર્ણકુટિમાં એકલો પડયો. તે પોતાના ગત જીવનનું સિંહાવલોકન કરવા લાગ્યોઃ— "અરેરે, મારૂં ચિત્ત કેટલું બધું નિર્બળ છે ? મને છાતીમાં વ્રણ થયો તે દિવસે હું પ્રથારીમાં બેશુદ્ધાવસ્થામાં પડયો હતો ! તે સમયે મારા શરીરમાં નિઃસીમ નિર્બળતા હતી. પરંતુ શય્યામાં સૂતાં સૂતાં મેં ગુરૂદેવ અને મોહિની વચ્ચે થએલો સંવાદ સાંભળ્યો છે. ગુરૂદેવ અને

મોહિની માને છે કે, હું તેમના સંવાદ સંબંધમાં કશું જ જાણતો નથી. હા ! હું ગુરૂદેવ જેવી મહાન્ વિભૂતિના સંસર્ગમાં રહેવા છતાં પણ આત્મસબળતા પ્રાપ્ત ન કરી શક્યો ! પ્રલોભન સામે વિજય મેળવવામાં નિષ્ફળ નિવડ્યો ! અને આ મોહિની ? તે તો ગુરૂદેવના શિષ્યની–મારી શિષ્યા છે. ગુરૂદેવનો શિષ્ય એક દેવસમાન વિભૂતિના સંસર્ગમાં રહેવા છતાં પણ આત્મોદ્ધાર ન કરી શક્યો ? અને મોહિની મારા જેવા ઢચુપચુ મનવાળા–પાપાત્માના શિક્ષણથી આત્મોદ્ધાર કરી શકી–પવિત્ર ગણાઈ–દિવ્ય પ્રેમની પ્રાપ્તિનો દાવો કરવા માટે અધિકારિણી ગણાઇ ! અહા ! કેવું આશ્ચર્યજનક ! પણ ના ! એમાં આશ્ચર્ય પામવા જેવું છે શું ? આ બધું મનુષ્યના સંસ્કાર પર આધાર રાખે છે. મોહિનીમાં ઉત્તમ સંસ્કારો હોવાથી તે પોતાના મનપર સંયમ રાખી શકે છે, તેણે દુરાચારની ગંધ પણ કદાપિ સુંઘી નથી, એટલે તે તરફ જવા તે લલચાતી નથી. મારા સંસ્કારો અધમ છે, મારો પૂર્વાશ્રમ દુરાચારથી પૂર્ણ છે; આથી જ સ્હમજવા ને જાણવા છતાં હું મારા ચિત્તપર વિજય મેળવવા શક્તિમાન થતો નથી. અરે, પણ હું મોહિનીનો દાખલો શા માટે લઉં છું ? મારી પત્ની શારદા જ જૂઓને ! મારા જેવા અધમ પતિથી છૂટી પડી તો જ તે પોતાનો આત્મોદ્ધાર કરી શકી ! બસ હવે એ જ નિશ્ચય કે મનુષ્યમાં જેવા સંસ્કારો હોય તેવો જ તે બને છે. મનુષ્ય ગમે તેટલું જ્ઞાન મેળવે, મનુષ્ય ગમે તેટલો વિદ્વાન્ થાય, પરંતુ તે પોતાની પ્રકૃતિ અનુસાર જ વર્તી શકે છે. પ્રકૃતિ સંસ્કારોથી ઘડાય છે. સંસ્કાર જેના ઉત્તમ તેની પ્રકૃતિ ઉત્તમ; અને પ્રકૃતિ ઉત્તમ તેના વિચારો ઉત્તમ ! ઉત્તમ વિચારો આચારમાં મૂકે તે આ લોકમાં અને પરલોકમાં ઉત્તમ ગણાય એ નિર્વિવાદ છે. અહો ! શારદા તરી ગઇ ! મોહિનીએ

પોતાના ઉત્તમ સંસ્કારોથી પોતાના આત્માનું કલ્યાણ કર્યું.! ત્યારે મારી નરકીટકની જ હવે ત્રિશંકુના જેવી ગતિ થઇને ? હવે ધોબીનો કૂતરો ન રહ્યો વાટનો કે નહિ રહ્યો ઘાટનો ! ઓહ ! હવે કયાં જાઉં ? શું કરૂં ? અરેરે, કશું જ સ્હમજાતું નથી. સંસારની માયાવિ મોહજાળથી કંટાળીને ચિરસ્થાઇ શાન્તિ પ્રાપ્ત કરવા માટે આ નશ્વર દેહનો ત્યાગ કરવાનો યત્ન કર્યો. તેમાંયે હું ન ફાવ્યો ? ત્યારે મારી આ દુઃખપૂર્ણ હૃદયસ્થિતિ હવે મને કેટલોક ત્રાસ આપવા ઇચ્છે છે ? ગુરૂદેવ ! ગુરૂદેવ ! આપે મારા પર અનંત ઉપકારો કર્યા છે ! મને સુધારવા માટે તમે રાત્રિદિવસ અનેક યત્નો કર્યા છે ! છેવટે મને મૃત્યુ પામતાંયે આપે બચાવી લીધો છે ! તમારા આ સઘળા ઉપકારોનું ઋણ હું શી રીતે ફેડી શકીશ ? મારા દેહની ચામડીના ઉપાનહ્ આપનાં ચરણોને પહેરાવું તોયે હું ઋણમુક્ત થઇ શકીશ કે ? કદાપિ નહિ ! બસ, હવે બળું છું. નથી સ્હેવાતું ! ગુરૂદેવ ! કહો કે, આપે મારી જીવનનૌકા બચાવી છે તો હવે મારો ભાવિ જીવનક્રમ શાન્તિમાં પસાર થવાનો છે કે અશાન્તિમાં ? હું આપના પોતાના જ શબ્દોથી જાણી શક્યો છું. આપ મને નથી માનતા **સંસારી** કે નથી માનતા **સંન્યાસી** ! ત્યારે હવે આ જગતમાં મારા માટે કયો માર્ગ છે કે જેનું અનુસરણ કરવાથી હવે હું મનઃશાન્તિ પ્રાપ્ત કરીશ ?"

સંન્યાસીના છેલ્લા શબ્દો પૂર્ણ ન થયા એટલામાં જ ગુરૂદેવે પર્ણકુટિમાં પ્રવેશ કર્યો. સંન્યાસી ઝંખવાણો પડી ગયો. તેણે લજ્જાથી પોતાનું શિર નીચું નમાવ્યું.

"બેટા ! હરિ ! તું મનઃશાન્તિ પ્રાપ્ત કરીને જગતમાં સંપૂર્ણ આનંદથી રહી શકે એવો માર્ગ મેં કયારનોયે ખોળી કાઢયો છે ! બનેલા બનાવને સ્મરણમાં લાવીને શોકમગ્ન થવાની કંઇ જ જરૂર

નથી. ભૂતને વિસરી જા ! વર્તમાનને પકડવામાં જ લાભ છે." પર્ણ-કુટિમાં પ્રવેશ કરીને સંન્યાસીની શય્યા પાસેના પોતાના આસન પર બેસતાં ગુરૂદેવે સંન્યાસીના મસ્તકપર હાથ મૂકતાં કહ્યું.

"પ્રભો ! આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. આપની આજ્ઞા પ્રમાણે જ હવે હું મારૂં ભાવિ જીવન વીતાડીશ. મને ખાત્રી છે કે મારી સકળ પીડા હવે વામી છે." આ પ્રમાણે બોલ્યા પછી સંન્યાસી પોતાના કરદ્વય જોડીને ગુરૂચરણમાં નમ્યો એટલે ગુરૂદેવ બોલ્યાઃ–"નિઃસંશય ! હવે તારી સકળ પીડા વામી છે જ. પ્રભુ ઇચ્છા તો હવે તને ઘણી જ ટુંક મુદતમાં શાન્તિ મળશે. હં, પણ બેટા મોહિની ક્યાં ગઈ છે ?"

"આપ અહિંથી ગયા ત્યાર પહેલાંની તે સરોવરતીરે જળ ભરવા માટે ગઈ છે."

"હજી સુધી તે આવી નથી ? અત્યાર સુધી તું અહિં એકલો જ હતો ? આજે તે જળ ભરવા માટે મોડી કેમ ગઇ છે ? હું તો સમજ્યો કે, તે કામ તેણે નિત્ય નિયમ પ્રમાણે આજે પણ વેળાસર જ આટોપી લીધું હશે; અને તે આટલામાં જ ક્યાંઇ ફરવા ગઇ હશે ! ઠીક, ત્યારે આજે તું વિચારવમળમાં ગોથાં ખાતો હતો તેનું કારણ પણ એકાન્ત જ ! જો, વત્સ ! એકલો પડે તો બહુ વિચારો ન કરીશ. તારી પૂર્વની પ્રકૃતિને વિસરી જા ! હવેથી તારો પુનર્જન્મ જ થયો છે એમ માનીને, મારી પ્રત્યેક આજ્ઞાનું પાલન કર !"

ગુરૂદેવના છેલ્લા શબ્દો પૂર્ણ થયા એટલામાં મોહિનીએ પર્ણ-કુટિમાં પ્રવેશ કર્યો એટલે તે મોહિનીને ઉદ્દેશીને બોલ્યાઃ–"બેટા ! તું આજે જળ ભરવા માટે મોડી ગઇ હતી કે શું ?"

"હા;" મોહિનીએ જળપાત્રને યથાસ્થાને મૂકતાં ટૂંકો ઉત્તર આપ્યો.

"જો !" ગુરૂદેવ પુનઃ બોલવા લાગ્યાઃ—"મોહિનિ ! જ્યાં સુધી હરિપ્રસાદનું શરીર તદ્દન સારૂં ન થઇ જાય ત્યાં સુધી આપણે બન્નેને ખાસ સંભાળ એટલી જ રાખવાની છે કે, તેને બિલકુલ એકલો પડવા દેવો નહિ. કારણકે, એકાન્તનો લાભ મળતાં તે વિચારગ્રસ્ત બની જાય છે અને વિવિધ પ્રકારના વિચારો કરવા મંડી જાય છે. આમ બહુ વિચારો કરવાથી તેના મનપર ઘણી જ ખરાબ અસર થઇ જાય અને તેથી તેના આરોગ્યને હાનિ પહોંચે."

"જેવી આજ્ઞા !" મોહિનીએ ગંભીરતા પૂર્વક અતિ ટૂંકો ઉત્તર આપ્યો.



# પ્રકરણ ૩૬ મું.

## પત્નીનું પ્રત્યાગમન.

પ્રભાતનો સમય હતો. પક્ષિઓનો મધુર કલરવ શ્રવણગોચર થતો હતો. ભગવાન સહસ્ત્રરશ્મિની સ્વારી નભોમંડળમાં આવી પહોંચી હતી. મ્લાનવદન ચન્દ્ર સૂર્યની તેજઃપુંજ મુખમુદ્રા જોઇને ભયભીત થઈ ગયો હોય તેમ ગુપચૂપ અદૃશ્ય થઇ ગયો હતો. બાલ રવિનાં રંગબેરંગી કિરણોનો પ્રકાશ પર્ણકૂટિમાં પ્રવેશી ચૂક્યો હતો.

સંન્યાસી હજી પણ નિદ્રસ્થ હતો. લગભગ વીશેક દિવસ થયાં તેની છાતીમાંનો વ્રણ છેક જ રુઝાઇ જવા આવ્યો હતો. આમ છતાં પણ હજી તેના શરીરમાંથી નિર્બળતાની અસર સમૂળગી નષ્ટ થઇ નહોતી. ગુરૂદેવ તેની શય્યાની સમીપમાં જ ધ્યાનમગ્નાવસ્થામાં બેઠા હતા. મોહિની સંન્યાસી અને ગુરૂદેવ પ્રતિ દૃષ્ટિ ફેંકતી શાન્ત બેઠી હતી. તે સ્વગત વિચારવા લાગી:–"અહો ! આ ગુરૂદેવ તો કોઇ સાક્ષાત્ દેવની મૂર્તિ જ છે! પોતાના શિષ્ય માટે તેમના હૃદયમાં કેવી પ્રેમભાવના છે ! ધર્મધ્યાન, ઇશ્વરભક્તિ, વગેરે સઘળું ત્યજી દઇને પોતાના શિષ્ય માટે તેઓ અત્યારે કેટલું કેટલું કરે છે? ધન્ય છે આવા ગુરૂને! અરે, પણ પંડિતની બિચારાની કેવી સ્થિતિ થઇ ! પત્ની સંન્યાસિની બની ગઇ ! હવે તેમને યોગમાર્ગમાં પ્રવૃત્ત થવું હોય તો તક ઉત્તમ છે. પરંતુ ગુરૂદેવને હજી પોતાના શિષ્યની આત્મ-સબળતા માટે શ્રદ્ધા નથી! ત્યારે તેમણે હવે કરવું શું? અહા ! પંડિતની સ્થિતિ ઘણી જ દયાપાત્ર છે ! એમના કરતાં હું વધારે દુઃખિત છું ? નહિ જ. ત્યારે હવે મારે શું કરવું ? બસ, એ જ કે સંન્યા-સીની સાથે તેની ભગિની તરીકે રહેવું. શિક્ષણ આપીને જેણે મારા

આત્માને ઉન્નત બનાવ્યો છે તેની સેવા કરવી. પણ! પણ શું ? એ જ નિશ્ચય છે. હં. પણ હવે જોવાનું એ જ છે કે, ગુરૂદેવ શો માર્ગ સૂચવે છે. ગુરૂની આજ્ઞા પ્રમાણે પંડિતને તેમ જ મારે વર્તવું જ જોઇએ. તેઓ જે માર્ગ બતાવશે તે સુખદાતા—શાન્તિદાતા હશે જ."

મોહિની આ પ્રમાણે તર્કપરંપરા પોતાના મનમાં ચલાવી રહી હતી એટલામાં તે કર્ણપર સંગીતનો મંજુલ ધ્વનિ આવવા લાગ્યો. કઇ બાજૂથી સંગીત ધ્વનિ આવતો હતો તેની ખાત્રી કરવા માટે તેણે કાન માંડયા. તે સંગીત આ હતુંઃ—

"નગુની કાયા તેરે ક્યા ગુન ગાઉં,"
"મેહેલ રચ્યો તિમેં રહેન ન પાઉં;"
"દહિ દુધસું પિંડ જે પાલે,"
"સો તન જાય જંગલ જાલે;"
"એસી રે સુંદર કાયા તેરી,"
"જલભલ હોયગી ભસ્મકી ડેરી."—નગુની.
"બાંધત પાઘ સમારત વાગા,"
"તા સીર ચંચેઇ મારત કાગા;"
"તેલ ફુલેલ લગાવત અંગા,"
"સો તન જલ ગયા કાષ્ટ કે સંગા."—નગુની.
"જા મુખ ચાવત પાનકી બીડી,"
"તા મુખમેં તેરે સંગ કીડી;"
"કહત કબીરા સમજ મન મેરા,"
"એહિ હવાલ હોયગા તેરા."—નગુની.

મોહિની તરત જ સમજી શકી હતી કે, આ સંગીત ગાનારે

કોઈ સ્ત્રી જ હતી. આ નિર્જન અરણ્યમાં આવું સુંદર ભજન ગાનારી સ્ત્રી કોણ હશે તે જાણવાની તેની જીજ્ઞાસા વધી પડી. ગુરૂદેવ હજી પણ ધ્યાનમગ્નાવસ્થામાં હતા. જે સંગીત મોહિનીએ સાંભળ્યું તે સંગીતે ગુરૂદેવના કર્ણપ્રદેશમાં થઇને તેમના હૃદયપર અસર કરી હતી. તરતજ ધ્યાનમુક્ત થયા અને મોહિની પ્રતિ પ્રેમળ દૃષ્ટિ ફેંકતા ગંભીર સ્વરે બોલ્યાઃ—"બેટા! આ સંગીત કોણ ગાય છે તેની તપાસ કરી આવ જોઇએ!"

મોહિની તરત જ પર્ણકુટિની બહાર નીકળી પડી એટલે ગુરૂદેવ સંન્યાસી પ્રત્યે દૃષ્ટિ ફેંકીને નિઃશ્વાસ મૂકતાં સ્વગત બોલ્યાઃ—"હા; સ્વર તો એ જ! એ પરિચિત અવાજ શારદાનો જ! પરંતુ તે આ અરણ્યમમાં શા માટે અટન કરતી હશે! બસ, પ્રભુની ઇચ્છા મારી ઇચ્છાને અનુરૂપ જ છે. કેટલાક દિવસથી મારા મનમાં જે ચિન્તા થયાં કરે છે તે ચિન્તાનો હવે અન્ત આવવાનો સમય સમીપ આવી પહોંચ્યો છે!" ગુરૂદેવની વિચારમાલા અટકી. તે પુનઃ સ્વગત બોલવા લાગ્યાઃ—"હરિપ્રસાદ તો મારી આજ્ઞાનુસાર વર્તશે જ કારણ કે, હવે તેની પોતાની પણ ખાત્રી થઈ ગઈ છે કે, આત્મબળની ન્યુનતા તેના પોતાનામાં હજી છે જ. અધિકારી બન્યા પહેલાં અધિકાર પ્રાપ્ત થતો નથી, એ વાત તે સારી રીતે હવે સમજી શક્યો છે. તેના અંતરને ઘણો જ પશ્ચાતાપ થયો છે. હવે તે પોતાની ભૂલો જોઈ શકે છે. પરંતુ શારદા મારૂં કહ્યું નહિ માને તો? તો તો પાકી પંચાત! મારા મનમાં જે કંઇ આશાઓ છે તે બધી મનની મનમાં જ રહી જાય. શારદા મારી માગણીનો—વિનંતીનો અસ્વીકાર કરે તો બધું તંત્ર બદલાઇ જાય. પણ ના; હું કેમ ભૂલું છું. કુદરતનો નિયમ જ છે કે આત્મબળ જેનું દૃઢ તેનો જ વિજય! હું મારૂં આત્મબળ વાપરીશ.

ધર્મકન્યા શારદાને હું શ્રીધર્મનું જ્ઞાન આપીને તેના વિચારો બદલાવી નાખીશ. હરિપ્રસાદને અને તેને પુનઃ સંસારપ્રવેશ કરવાની આજ્ઞા ફરમાવીશ."

વાચક, જે સંગીત મોહિની અને ગુરૂદેવે શ્રવણ કર્યું હતું તે સંગીત શય્યામાં સૂતેલા સંન્યાસીના સાંભળવામાં નહોતું આવ્યું એમ નહોતું. આ પરિચિત અવાજ કોનો હતો તે ક્યારનોયે તે સ્હમજી શક્યો હતો. પોતાનું અનુમાન સત્ય નિવડે છે કિંવા નહિ, અને જો અનુમાન તે સત્ય જ બની રહે, તો પછી ગુરૂદેવ શું કરે છે તે જાણવાની—જોવાની અભિલાષા અંતરમાં રાખીને પોતે જાગ્રત હોવા છતાં આંખો મીંચીને હજી સુધી તે શય્યામાં પડી રહ્યો હતો.

અલ્પ સમયમાં જ મોહિની એક ભગવાં વસ્ત્રધારી સંન્યાસિની સાથે પર્ણકુટિમાં પ્રવિષ્ટ થઇ એટલે ગુરૂદેવ આશ્ચર્ય પામતાં બોલ્યા:—"બેટા ! શારદે ! તું અહિં ક્યાંથી ?"

શારદા કરદ્વય જોડીને ગુરૂદેવને નમન કરતાં બોલી:—"પ્રભો ! પર્વતપ્રદેશનું સૌન્દર્ય જોવાની ઇચ્છાથી હાલ કેટલાક સમય થયાં હું આ અરણ્યપ્રદેશમાં જ ફર્યાં કરૂંછું."

મોહિનીએ તરત જ શારદાને પોતાની સમીપમાં બેસવાનો નેત્રસંકેત કર્યો એટલે તે ત્યાં બેઠી. સામેની શય્યાપર નિદ્રસ્થ થએલી વ્યક્તિ પ્રતિ દૃષ્ટિ જતાંની સાથે જ શારદાએ એક પ્રકારનો મનોવિકાર અનુભવ્યો. પરંતુ તે મનોવિકારની છાયા સરખી પણ તેણે પોતાની મુખમુદ્રાપર દૃગ્ગોચર થવા દીધી નહિ.

થોડી વાર સુધી પર્ણકુટિમાં શાન્તિ પ્રસરી રહી. અંતે ગુરૂદેવે એ નિઃશબ્દતા તોડી અને તે બોલ્યા:—"સતિ ! મહાસતિ ! દેવિ !

શારદે ! આજે મારે તને એક મહત્વની વાત કહેવાની છે. તું તે ધ્યાનપૂર્વક સાંભળીશ કે ?"

" શી આજ્ઞા છે, પ્રભુ ?" શારદા ગુરૂદેવ પ્રતિ તાકી રહી:

" બેટા ! " ગુરૂદેવ બોલવા લાગ્યા:—" જો ! આ શય્યાપર સૂતેલા તારા પતિ તરફ દૃષ્ટિ કર ! તારા આત્મજ્ઞાનથી તુ તેની વર્તમાન પરિસ્થિતિનું અવલોકન કર અને પછી તને જે યથાકર્ત્તવ્ય જણાય તેમ કરવા તત્પર થા ! "

શારદા સંન્યાસી પ્રતિ તાકી રહી. ત્યાર પછી તેણે નીચું જોયું અને મૌન રહી.

" વત્સા ! " ગુરૂદેવ બોલવા લાગ્યા:—" હું અત્યારે તારા કોઇ પણ સ્વતન્ત્ર વિચારો પર તરાપ મારવાની ઇચ્છાથી તને એક શબ્દ પણ નહિ કહું ! તું શાણી છે-વિદ્વાન્ છે—જ્ઞાની છે. મને કહે જોઇએ કે સતીની પતિ સિવાય અન્ય કોઇ પણ ગતિ સંભવે ?"

શારદા વિચારમાં પડી ગઇ. તેનું મોં લેવાઈ ગયું. ' આજે અહિં ક્યાંથી આવી ચઢી.'' એવો મનમાં વિચાર ઉદ્‌ભવવાથી તેના મુખમુદ્રાપર શોકમિશ્રિત છાયા તરવરી રહી. તે ગંભીર વદને બોલી:— " પ્રભો, સતી સ્ત્રીની પતિ વિના અન્ય કોઇ પણ ગતિ છે નહિ અને સંભવે પણ નહિ. હં. પણ અત્યારે આ પ્રશ્ન ચર્ચવાની શી અગત્ય છે?"

" એ જ કે તેં ગ્રહણ કરેલો માર્ગ થોડા ઘણા અંશે પણ ભૂલ ભરેલો હવે મને જણાવા લાગ્યો છે. "

" શાથી ? "

" એથી જ કે તારા જેવી પતિપરાયણા સતી—સાધ્વી પોતાનાં મુખ્ય કર્ત્તવ્યની અવગણના કરીને આત્મસાક્ષાત્કારની ઘેલછામાં પડી છે."

" શું કહો છો ? પ્રભુ, મેં ગ્રહણ કરેલો માર્ગ મારી ઘેલછાનું દિગ્દર્શન કરાવે છે ? "

" હા. "

" તો ભલે જગત્ તેમ માને ! પરંતુ મને પોતાને તો એ ઘેલછાથી પણ આનંદ મળે છે. "

" તું પોતે જ આનંદ ભોગવવા ઇચ્છે છે અને તારા પતિની તું લેશમાત્ર પણ પરવાહ કરતી નથી એ શું ધર્મ્ય ગણાય ? "

" પ્રભો ! હવે હું પતિ, પત્ની, બન્ધુ, ભગિની, એવો કશો ભેદ કોઇ પણ વ્યક્તિ માટે રાખતી નથી. અખિલ વિશ્વને હું મારૂં પોતાનું જ માનું છું. "

" એ ખરૂં ! પરંતુ એ માન્યતા તારા ચિત્તમાં દૃઢ થાય એટલે તારે કંઈ પણ કર્મ કરવાનાં રહેતાં નથી, એમ તો ન જ કહેવાય ! જ્યાં સુધી દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તારે પોતાનાં કર્મો પ્રતિ દુર્લક્ષ ન જ કરવું જોઇએ. "

" મેં મારા કયા કર્મ તરફ દુર્લક્ષ કર્યું છે ? "

" તારે રથમાં બેસીને સ્વર્ગારોહણ કરૂવું છે–મોક્ષ મેળવવો છે. અને તારા પતિનો આ જગત્માં છેક જ દુઃખદ સ્થિતિમાં ત્યાગ કરવો છે ! શારદે, એક ચક્રથી રથ કેમ ચાલશે ? તું સાક્ષાત્ દેવીસ્વરૂપા છે, તો પણ તારે દેહધારી તરીકેનું તારૂં કર્તવ્ય બજાવવાનું છે એ ભૂલી ન જા ! શાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

**आर्तार्ते मुदिते हृष्टा प्रोषिते मलिना कृशा ।**
**मृते म्रियेत या पत्यौ साध्वी ज्ञेया पतिव्रता ॥**

**ભાવાર્થ:**—"પતિને દુઃખે દુઃખી, સુખે સુખી, પતિ પરદેશ જાય ત્યારે મલિન અને દુર્બળ થાય, તેમ જ પતિ મરણ પામે ત્યારે

પોતે પણ મરણ પામે તે જ સ્ત્રી પતિવ્રતા જાણવી.

શારદે ! પૂર્વકાળમાં થઇ ગએલી સતી સીતા, દમયંતી, તારા, દ્રૌપદી મહા સતીઓનાં ચરિત્રનું સ્મરણ કર ! તેઓ ઓછી જ્ઞાનસંપન્ન નહોતી. તેઓ ભક્તિહીન નહોતી જ. બેટા ! હરિપ્રસાદની સાથે તારો મેળાપ થયો ત્યારે તેં તેનો છેક જ નૈરાશ્યપૂર્ણ સ્થિતિમાં ત્યાગ કર્યો છે. તારો પત્ર પણ તેણે મને વંચાવ્યો છે. તું તારા પોતાના આત્મકલ્યાણાર્થે તારા પતિનો ત્યાગ કરીશ ? તેનું જીવન અસ્ત-વ્યસ્ત અને અશાન્ત બનાવવામાં નિમિત્તરૂપા બની જઈશ ? આ તારી સ્વાર્થવૃત્તિ નથી ? વિચાર કર ! એક સ્ત્રીનો પતિ વિદ્વા હોય, જ્ઞાની હોય, તે બ્રહ્મનિષ્ટ બનવા જેટલો યોગાભ્યાસી થયો હોય, તો તેવી સ્થિતિમાં તેનું કર્ત્તવ્ય પણ પોતાની પત્નીને પોતાના જેવી જ સ્થિતિએ લઇ જવાનું છે કે, તે અજ્ઞાન છે એમ વિચારીને, તેનો તેણે ત્યાગ કરવાનો છે ? પતિ અને પત્નીનો સંબંધ જગતમાં અદ્વિતીય છે—સ્હેલાઇથી તોડી ન શકાય તેવો છે. પતિએ પોતાના આત્મકલ્યાણાર્થે પ્રયત્નો કરવા અને પત્નીને અજ્ઞાન દશામાં સડવા દેવી—અંધકારમાં અટન કરતી રહેવા દેવી, એ પાતકી કૃત્ય છે–નિર્દયતા છે–અધમતા છે. તું રમણી રત્ન છે ! તું વિચાર કર કે, હરિપ્રસાદ અત્યારે જે મનઃસ્થિતિ અનુભવે છે તેવી તું પોતે અનુભવતી હોય, અને તારી મનઃસ્થિતિ અત્યારે જે પ્રકારની છે તેવી તેના પોતાની હોય તો ? લાંબી વાત કંઈ જ કરવાની જરૂર નથી. હરિપ્રસાદ જ્યારે ઉચ્છૃંખલતાભર્યું જીવન ગાળતો હતો ત્યારે તારૂં મન નિરંતર કેવો ખેદ અનુભવતું હતું ? ”

શારદા ગુરૂદેવ પ્રતિ કંઇ પણ દલીલો સાથે સંભાષણ કર્યા વિનાં સઘળું મૂંગે મ્હોંએ સાંભળી રહી હતી. તેના કોમળ રમણીહૃદયપ

ગુરૂદેવનાં સંભાષણે સચોટ અસર કરી હતી. તે ગુરૂદેવ પ્રતિ દીન મુખ-મુદ્રાથી તાકી રહી હતી. ગુરૂદેવ આગળ બોલવા લાગ્યાઃ-" માટે હવે મારી તને એટલી જ આજ્ઞા છે કે આજથી તારી અટન-પ્રવૃત્તિની પૂર્ણાહુતિ કર! તારા રંક-ત્રસ્ત-દયાપાત્ર પતિ પ્રતિ પ્રભુની ખાતર પણ કૃપા-રસ-પ્રેમભરી દૃષ્ટિ ફેંક અને તેના આત્માને શાન્તિ મળે તેવી રીતે તેને સહાયભૂત થા!"

"પણ મહારાજ-" શારદાથી ન બોલાયું.

" પણ-પણ કંઇ નહિ! શારદા, તું અને તારો પતિ બન્ને પવિત્ર છો! તારા અને તેના સુખનો ભાનુ ઉદિત થયો છે. આજથી તમારો પુનર્જન્મ થયો છે એમ સમજીને પુનઃ સંસાર પ્રવેશ કરો!"

શારદા નીચું જોઇ રહી હતી. મોહિની શારદા અને ગુરૂદેવની મુખમુદ્રા તરફ તે વારંવાર દૃષ્ટિ ફેંકતી હતી અને આજે ગુરૂદેવના પ્રયત્નનું શું પરિણામ આવે છે, તેની આતુરતાપૂર્વક રાહ જોતી બેઠી હતી. એટલામાં સંન્યાસીએ પાસું બદલ્યું. તરત જ ગુરૂદેવ સંન્યાસીને ઉદ્દેશીને બોલ્યાઃ-" બેટા! હરિ! આજે તો તું બહુ જ ઉંઘ્યો! ચાલ હવે ઉઠ જોઇએ! આજે તારો સુખસૂર્ય ઉદિત થયો છે-તારી પત્ની શારદા અહિં આવી છે."

સંન્યાસી કંઇ ઉંઘતો નહોતો. પોતાની પત્ની અને ગુરૂદેવ વચ્ચેનો સંવાદ તેણે અક્ષરશઃ સાંભળ્યો હતો. નિદ્રામાંથી જાગ્રત થયો હોય તેમ આળસ મરડીને તે શય્યામાં બેઠો થયો.

# પ્રકરણ ૩૭ મું.

## કર્મસંન્યાસની દીક્ષા.

સંન્યાસી શય્યામાં બેઠો થયો. તે ગુરૂદેવ અને શારદા પ્રતિ ટગર ટગર જોઇ રહ્યો હતો. શું બોલવું તેની તેને સૂઝ પડતી નહોતી. શારદા અને મોહિની પણ શાન્ત બેઠાં હતાં.

ગુરૂદેવ થોડી વાર ધ્યાનમગ્ન થયા અને પછી પોતાનાં નેત્રો ઉઘાડીને હરિપ્રસાદને તેમ જ શારદાને ઉદ્દેશીને બોલવા લાગ્યાઃ—"બેટા હરિપ્રસાદ અને સુપુત્રી શારદે! ગત જીવનનાં સ્મરણો તાજાં કરીને શોકમગ્ન અવસ્થામાં ડૂબી જવું એ કાયર મનુષ્યનું કાર્ય છે. તમે ઉભય સંપૂર્ણ સ્વસ્થ બનીને હું જે કંઇ કહું તે શાન્ત ચિત્તે સાંભળો અને મારી આજ્ઞાને અનુસરો! હરિપ્રસાદ, તારી સાથેના દીર્ઘ સહવાસ તેમ જ અનુભવના પરિણામે હવે મારી ખાત્રી છે કે, સંન્યસ્થ સ્વીકારવા યોગ્ય તારા હૃદયની સ્થિતિ નથી જ. જ્યારે તારા શિરપર આપત્તિ આવી પડી ત્યારે મારા અંતરમાં આશા હતી કે, હું તને અમુક સમય વ્યતીત થયા પછી યોગાભ્યાસી બનાવી શકીશ. પરંતુ હવે મારી એ આશા ફળિભૂત થાય એમ મને લાગતું નથી. આમાં તારો દોષ હું કાઢીશ નહિ. સંસ્કારનું બળ અતિ બલવત્તર છે. પરંતુ તારે નિરાશ થવાની કંઈ જ આવશ્યકતા નથી. તારા મનને આનંદ મળવાનો સંસારમાં એક પણ માર્ગ જ નથી એમ તારે માનવાનું નથી. મનુષ્ય જીવનનો કંઇ પણ હેતુ હોવો જોઇએ. હેતુ વિનાનું જીવન તે જીવન જ નથી, અને જેનું જીવન તેવું હોય તેને કદિ શાન્તિ મળતી નથી. તેને આ સૃષ્ટિ નિરસ—કષ્ટદાયિની ભાસે છે. જને, હવે તારે ભૂતને

વિસરી જઈને વર્તમાનને પકડવાનો છે. અનેક તોફાનો ને વાવાઝોડાંથી તેમ જ ભેખડોથી મહાન્ ઉદધિમાં બચી જવા પામેલી તારી જીવન-નૌકાનું સુકાન હવે તારે સંભાળીને પકડવાનું છે. એ સુકાન હાથમાં પકડી રાખીને તારી જીવનનૌકા આ વિકટ સંસાર સમુદ્રમાં હોકાયન્ત્ર પ્રતિ દૃષ્ટિ રાખીને એવી રીતે ચલાવવાની છે કે, જેથી ભવિષ્યમાં તેને કોઇ પણ જાતની અણધારી મુશ્કેલિમાંથી પસાર ન થવું પડે! તારી પત્ની શારદાને તેં બહુ દુઃખી કરી છે, તે બદલ તું એક વાર તેની ક્ષમા માગ અને પછીથી તેનો કર તારા હાથમાં લઇને હવે તમે બન્ને જણાં આજથી પુનઃ સંસારપ્રવેશ કરો! પૂર્વે તમને ઉભયને રસહીન-ક્લેશપૂર્ણ ભાસતું તમારૂં જીવન હવે ફરીને રસમય બનાવો!" આટલું બોલ્યા પછી ગુરૂદેવ શારદાને ઉદ્દેશીને બોલ્યાઃ— "બેટા! આમ આવ! હરિપ્રસાદના તમામ અપરાધ બદલ તેને ઉદારતાથી ક્ષમા આપ અને તેના જીવનને સુખમય બનાવવા માટે અંતઃકરણપૂર્વક યત્ન કરવાની પ્રતિજ્ઞા લે!"

સંન્યાસી અને શારદા ગુરુદેવની સમીપમાં આવીને ઉભાં. તેમણે બન્નેએ પોતાનાં શિર નીચાં નમાવ્યાં.

થોડી વાર સર્વત્ર શાન્તિનો વિસ્તાર થયો. ગુરૂદેવે સંન્યાસીનો કર પકડીને શારદાના કરમાં મૂક્યો એટલે સંન્યાસી બોલ્યોઃ— "પ્રભો! અત્યાર સુધીમાં શારદાને દુઃખી કરવા બદલ મારા જે જે અપરાધ છે તે માટે મને તેની ક્ષમા પ્રથમ યાચવા દો!" આમ કહીને સંન્યાસીએ પોતાનું શિર નીચું નમાવ્યું. તરત જ શારદા બોલી ઉઠીઃ—" હાં! હાં! મને દોષભાગી ન કરો! ક્ષમા તો મારે માંગવાની છે કે, મારી કેટલીક ભૂલોને લીધે આપને આ સ્થિતિ અત્યારે ભોગવવી પડે છે." ત્યાર પછી શારદા ગુરૂદેવને

સંબોધીને બોલી:-" પ્રભો ! આપનો આશિર્વાદ યાચીએ છીએ ! "

" કલ્યાણ ! બેટા ! અખંડ સૌભાગ્ય ! " ગુરૂદેવે આશીર્વાદ આપ્યો અને બોલ્યા:-" મારાં પ્રિય સંતાનો ! આજે હું તમને સંસારપ્રવેશની આજ્ઞા કરૂં છું તે એટલા જ માટે કે, તમારા ઉભયના જીવનને હવે અવિચ્છિન્ન શાન્તિ મળે ! સાંભળો, આજે હું તમને કર્મસંન્યાસની દીક્ષા આપું છું. એ દીક્ષા લઇને મારા આદેશ પ્રમાણે વતશો તો તમને તમારા ભાવિ જીવનમાં અવર્ણનીય આનંદ પ્રાપ્ત થશે. "

" શી આજ્ઞા છે, પ્રભો ! " શારદા અને સંન્યાસી સાથે જ બોલી ઉઠયાં.

" જૂઓ, સંસાર પ્રવેશ કરીને હવે તમારે એ કાર્ય કરવાનું છે કે, કોઇ પણ જાતના ફળની આશા રાખ્યા સિવાય અખિલ સૃષ્ટિમાંના પ્રાણીમાત્ર પ્રત્યે અનુકંપાભર્યું વર્તન રાખવું; અને અન્યને તેવા બનાવવાનો યત્ન કરવો. તમારા બન્નેનાં હૃદય સંસ્કારી છે એટલે તમો જે કાર્ય હાથ ધરશો તેમાં તમને રસ પડશે જ. કર્મસંન્યાસ ગૃહણ કરીને કર્મવીર બનો અને આલોકમાં કીર્તિ સંપાદન કરીને પરલોક માટે મોક્ષના અધિકારી બનો !"

" પ્રભો ! આપનો અનુગ્રહ અથાગ છે. !" શારદા ગદ્દગદ કંઠે બોલી.

" અને પ્રભો ! ત્યારે હવે મારે આ કષાય વસ્ત્રોનો પણ ત્યાગ કરવો કે ?" સંન્યાસી શારદા પ્રતિ સ્નેહપૂર્ણ દષ્ટિ ફેંકતાં ગુરુદેવને સંબોધીને સ્મિતપૂર્વક બોલ્યો.

" હા. "

" ત્યારે આપે હું તે દિવસે અરણ્યમાં બેશુદ્ધાવસ્થામાં પડયો

પડયો-' **સંસારી કે સંન્યાસી?**' એ પ્રમાણે ઉદ્દગાર કાઢતો હતો ત્યારે કહ્યું હતું કે, "**બેમાંથી એકે નહિ!** તેનું કેમ?" સંન્યાસી હસી પડયો.

•"બેટા! તે વખતે હું જે કંઇ બોલ્યો હતો તે સત્ય જ હતું. તે વખતની તારી હૃદયસ્થિતિ એવી જ હતી."

"ત્યારે હવે મારે મને પોતાને શું માનવો?"

"બેટા! સંસારપ્રવેશ કરીને કર્મક્ષેત્ર ખેડ! ત્યારપછી આ પ્રશ્નનો ઉકેલ તું તારી મેળે જ કરી શકીશ. તો પણ મને કહેવા દે કે, તારી નિર્બળતા જેમ જેમ અદ્દશ્ય થતી જશે તેમ તેમ તું પોતાના આત્માને ઓળખતો જઇશ. કર્મસંન્યાસની દીક્ષા તને પવિત્ર બનાવશે. સંસારમાં રહીને પણ સંન્યસ્થનું પાલન કેવી રીતે થઇ શકે છે, તેનો તને અનુભવ મળશે. 'બેમાંથી એકે નહિ' એ મારા શબ્દો યોગ્ય સમયે હું પોતે જ પાછા ખેંચી લઇશ. તે સમયે હું તને **સંન્યાસી** પણ કહીશ અને એક સારો **સંસારી** પણ કહીશ."

"અને પ્રભો! મારા જેવા યુવાવસ્થામાં અનુભવના અભાવે વૈરાગ્યની ખોટી ભ્રમણામાં ભમીને પોતાનું જીવન નષ્ટભ્રષ્ટ કરી નાખવા પ્રવૃત્ત થતા મારા અન્ય બન્ધુઓને મારા અનુભવનો લાભ આપીને, તેમની જીવનનૌકાઓને ખરાબાઓ સાથે અથડાઇને ચૂરેચૂરા થતી બચાવીશ." સંન્યાસી ગદ્દગદ કંઠે બોલ્યો.

"અને કૃપાનિધાન! હું પણ મારી આર્ય ભગિનીઓને એજ શીખવીશ કે, સતીની ગતિ પતિજ છે. પતિરૂપ પરમાત્માનો ત્યાગ કરીને મિથ્યા ભ્રમણાંમાં પડતાં તેમને બચાવીશ." શારદા ગુરૂદેવનાં ચરણોમાં નમી પડી.

"પ્રિય સંતાનો!" ગુરૂદેવ ગદ્દગદ કંઠે બોલ્યાઃ-"હજી મારે તમને થોડુંક કહેવાનું છે. આ મોહિનીતો ફર હું તમારી

ઉભયની, સ્વાધીનતામાં સોંપુંછું. એના જેવી ઉચ્ચ સંસ્કારી રમણી રત્નની સહાય તમને તમારા નૂતન જીવનમાં અતિ ઉપયોગી થઇ પડશે.” ત્યાર પછી ગુરૂદેવ મોહિનીને ઉદ્દેશીને બોલ્યાઃ–“બેટા! આમ આવ ! પંડિત તારો ગુરૂ છે ! શારદા તારી ગુરૂપત્ની છે. ગુરૂ અને ગુરૂપત્નીને આજથી ભ્રાતા અને ભગિની સમજીને તારૂં જીવન તેમની સાથે આનંદમાં વીતાડજે.”

“ આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે.” મોહિની કર દ્વય જોડીને બોલી.

ત્યાર પછી ગુરૂદેવ ઉભા થયા અને પોતાની ઝોળીમાંથી એક નાની સરખી ગુટિકા આપીને બોલ્યાઃ-“ હરિપ્રસાદ ! મારો કર્ત્તવ્યપ્રદેશ હવે પૂર્ણ થયો છે ! હવે હું મારા માર્ગે વળીશ. તને જ્યારે કોઇ પણ સમયે મારી જરૂર પડે ત્યારે આ ગુટિકાની થોડીક ભૂકી અગ્નિપર નાખજે એટલે હું તારી પાસે હાજર થઇશ. પરંતુ ખાસ આવશ્યકતા વગર મને બોલાવીશ નહિ. કારણ કે, મારી ધ્યાનમગ્નાવસ્થા દીર્ઘ સમય સુધી હવે અવિચ્છિન્ન રહે એવી મારી ઇચ્છા છે.”

સંન્યાસી, શારદા અને મોહિની ત્રણે જણાં કરદ્વય જોડીને ગુરૂદેવ પ્રતિ દૃષ્ટિ ફેંકતાં ઉભાં હતાં. ગુરૂદેવની મૂર્તિ એકાએક અંતર્ધ્યાન થઈ ગઇ. ત્રણે જણાંના આશ્ચર્યનો અવધિ જ થયો. તેમણે પર્ણકુટિની બહાર અને અરણ્યમાં ઘણી શોધખોળ કરી, પરંતુ ગુરૂદેવનો પત્તો લાગ્યો જ નહિ.

પ્રિય પાઠક ! આપણી નવલકથાનાં નાયક–નાયિકા સંન્યાસી–પંડિત અને શારદાનું આવું છેવટ આવેલું જાણીને તને કેમ આનંદ નહિ થાય ? ચાલો ત્યારે આપણે સૌ સાથે મળીને પરમ કૃપાળુ પરમાત્માને વિનવીએ કે આપણી ગૌરવમયી ભારત

ભૂમિમાં સંન્યાસી અને શારદા જેવાં અનેક યુગલો જન્મ પામો અને તેઓ કર્મસંન્યાસ ગ્રહણ કરીને ભારત માતાનાં સંતાનોની સેવા અહર્નિશ બજાવો !

ગુરૂદેવ અદૃશ્ય થયા પછી સંન્યાસી અને શારદા મોહિનીને સાથે લઇને કાશીક્ષેત્ર તરફ રવાના થયાં. વૃંદાવન, મથુરાં, વગેરે. અનેક તીર્થ સ્થળો જોયા પછી પંડિતે સ્વદેશ તરફ પ્રયાણ કર્યું. ત્યાં જઇને તેણે નદી તટપર આશ્રમ બંધાવ્યો અને શારદા સહિત વાનપ્રસ્થાશ્રમ ધર્મ પાળવા માંડયો. હરિપ્રસાદે ધીમે ધીમે પોતાના દેશના જાહેર જીવનમાં પણ સંપૂર્ણ છૂટથી ભાગ લેવા માંડયો અને ટુંક મુદતમાં જ તે તથા શારદા પોતાના દેશમાં માનનીય વ્યક્તિઓ તરીકે ઓળખાવા લાગ્યાં.

અમુક સમય પછી હરિપ્રસાદે મોહિનીની લગ્ન સંબંધી ઇચ્છા હતી કે કેમ, તે બદલ શારદા દ્વારા માહિતી મેળવી તો તેની ખાત્રી થઈ કે તેણે તો જીવન પર્યંત બ્રહ્મચારિણી વ્રત પાળવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો. હરિપ્રસાદ અને શારદાએ મોહિનીની ઇચ્છાને માન આપ્યું અને તેને પણ પોતાની સાથે જ વિવિધ પ્રવૃત્તિઓમાં ભાગ લેતી કરી.

—વાચક ! અમારો કર્ત્તવ્યપ્રદેશ પણ અહિં જ પૂર્ણ થાય છે. સંન્યાસી, શારદા અને મોહિની જેવાં આ નવલકથાના પાત્રોનાં ચરિત્રલેખનનું ભવિષ્યને માટે વિશાળ ક્ષેત્ર રાખીને અમે પણ હવે અમારી લેખિનિને વિરામ આપીએ છીએ. **હરિ ૐ तत्सत् परमात्मने नमः**



લાઇબ્રેરીમાં રાખવા યોગ્ય ચુંટી કહાડેલાં.

# પુસ્તકોની યાદી.

નિર્દોષ નૉવેલો, સામાન્ય જ્ઞાન, નીતિ, ધર્મ, હુન્નર, કાવ્ય, વ્યવહાર, સમાજને પોષક તથા ઉત્તેજક વિદ્યા, ઉદ્યોગ, એવાંજ પુસ્તકો આ યાદીમાં દાખલ કરેલાં છે.

---

જગદ્વિખ્યાત કવિવર અને મોહક નવલકથાકાર

ડૉ. રવીંદ્રનાથ ટાગોરની

નવી ઉત્તમ નવલકથા

## ડૂબતું વહાણ

(પવિત્રતાની પ્રસાદી !

. રોયલ સોળ પેજી–૫૦૦ પૃષ્ઠનું વાંચન. ગ્લેઝ્ડ ઉંચા કાગળ અને સોનેરી પાકું પૂઠું. લલિત–વાઙ્‌મય–ગ્રંથમાળાના ગ્રાહકો માટેજ ખાસ કિંમત રૂ. ૨–૪–૦ ટ. ખ. માફ. છુટક કિં રૂ. ૩. (પોસ્ટેજ અલગ.)

---

લખો:—દલપતરામ ભાઇશંકર રાવળ,

ઠે. કાસમપુરા; વીરમગામ (કાઠીયાવાડ.)

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# ચક્રવર્તી અશોક.

ઐતિહાસિક તેમજ ધાર્મિક છતાં પ્રેમરસભરી નવલકથા.
મોટાં કદનાં પૃષ્ઠ ૩૫૦ પૂંઠું પાકું. કિંમત રૂ. સવા બે.

---

# સુશિક્ષિત સ્ત્રી

## બાલકોની ગૃહકેળવણીનો ઉત્તમ આદર્શ.

ખાસ કરીને કેળવાએલી સન્નારીઓને વાંચવા સારૂ બાળકેળવણીના તથા સુગૃહિણીના ગૃહવ્યવસ્થાના ઉત્તમ નમુનારૂપે આ નવલકથાનું પુસ્તક લખવામાં આવ્યું છે. કિંમત રૂ. એક.

# રાજસ્થાનની વીર રમણી-ચંદા

## ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા. કિં. રૂ. દોઢ.

આમાં ચારસો વર્ષ ઉપર થઇ ગયેલી રણથંભોરના દુર્ગરક્ષક સુરજનસિંહની પત્ની ક્ષત્રાણી ચંદાનો ચિતાર છે. સુરજનસિંહે લોભ-સ્વાર્થને વશ થઇને શહેનશાહ અકબરની સામે યુદ્ધ ન કરતાં મેવાડના મહારાણાનો એ અજીત કીલ્લો તેને સોંપી દેવાનો વિચાર કર્યો. ને તેની જાણ થતાં તેની પત્ની ચંદાએ પોતાના સ્વામીદ્રોહી પતિનું ખુન કરી પોતે સતી થઇ હતી. ઇતિહાસમાં આવો બનાવ ક્વચિતજ મળી આવે છે ને તેથી આ નવલકથા અદ્ભુત ને અત્યંત રસિક થઇ છે.

# વિપિન.

સામાજીક નવલકથા. બીજી આવૃત્તિ. કિ. રૂ. દોઢ.

લેખક રા. રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ; બી. એ.

વીસમી સદીના સમયની આ વાર્તામાં સંસાર સુધારાને અંગે ચર્ચાતા ઘણાક વિષયોનો ઉહાપોહ કર્યો છે. તીલસ્માતી કે પ્રેમનાં ખોટા ટાયલાનો આમાં અંશ પણ નથી; પરંતુ સ્ત્રી-પુરૂષ કે બાળક સર્વે સરખાજ રસથી વાંચે ને દરેક કાંઇને કાંઇ સારો પાઠ શીખે તેવી છે.

# ધર્મપાળ

અને દેવીકલ્યાણીનો આત્મોત્સર્ગ.

બુદ્ધસંમયની ઐતિહાસિક-મોહક નવલકથા. કિંમત રૂ. અઢી.

# માયાનો બજાર.

( ચાલુ જમાનાની સામાજીક નવલકથા-બે ભાગમાં. )

કિંમત-૧ લા ભાગની રૂ. ૧।।; બીજા ભાગની રૂ. ૨-૦-૦

સુર .વોલ્ટર સ્કોટના જેવા મરાઠીમાં પ્રસિદ્ધ વાર્તા લેખક હરિ-નારાયણ આપટેની એક નવલકથાનું આ ભાષાન્તર રા. રા. મુકુન્દ રામ નિત્યારામ મહેતાએ કરેલું છે. આખી નવલકથાનાં એકંદર ૫૬ પ્રકરણો છે, તેમાં ચાલુ જમાનાનું તથા જનસ્વભાવનું તાદૃશ્ય ચિત્ર છે.

# પ્રતાપસિંહ.

ઉદેપુરના વીર એક મહારાણાની ઐતિહાસિક સ્વતંત્ર નવલકથા આ એકજ છે. લેખક ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા. કિંમત રૂ. એક.

# ધર્મનો જય.

( વડોદરાના મહારાજા મલ્હારરાવના સમયની ઐતિહાસિક નવલકથા.)
રોયલ ૧૬ પેજી પૃષ્ઠ ૨૨૫ પુઠું પાકું ને સોનેરી. કિ. રૂ. સવા.



# હાસ્યમંદિર.

લખનાર—રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ
તથા સૌ. વિદ્યાગૌરી રમણભાઇ; બી. એ. કિંમત રૂ. ૧-૧૨-૦.

તદન નવીજ જાતના આ પુસ્તકની શરૂઆતમાં 'હાસ્યરસ' વિશેનો લગભગ ૧૨૫ પૃષ્ઠનો એક નિબંધ તથા બીજા ૩૪ હાસ્યરસિક લેખો છે. તેમાં ભોમીયાને દોરેલી ભૂલથાપ; નવાબ સાહેબની મુલાકાત; પાટીઆં વાંચનારા; વગર ગુનાહની સજાઓ; અવેજી કારભારી; માનપત્ર વિશે પદાર્થ પાઠ; નવી ઇસપનીતિ; થોબીઆ, વગેરે લેખો તથા બે ખાસ તૈયાર કરાવેલાં ચિત્રો પેટ પકડીને હસાવે તેવાં છે.

# પાપ અને પશ્ચાત્તાપ.

ભાગ ૧ લો—પાપનું સ્વરૂપ. મૂલ્ય ૦-૮-૦
ભાગ ૨ જો—પશ્ચાત્તાપનો માર્ગ. મૂલ્ય ૧-૦-૦

આ સામાજીક નવલકથાની ઉત્તમતા માટે સા. શ્રી રણછોડભાઈ ઉદયરામ, સા. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, ભાવનગરના દીવાન રા. રા. મુરારજી આણંદજી તન્ના, વગેરે ગૃહસ્થોના ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. પહેલો ભાગ ખલાસ થવાથી બીજી આવૃત્તિ થઇ છે.

## અનંગભસ્મ, નીલનેની અને ઉષાનન્દિની.

પ્રો. એઇનની વાર્તાઓનાં આ ત્રણે ભાષાન્તર છે. 'અનંગભસ્મ' તથા "નીલનેની" રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે બી. એ. એ કરી છે; અને "ઉષાનન્દિની" સ્વ૦ ઊર્મિલાએ લખી છે. ભાષાન્તરો એવાં સુમધુર છે કે તે વાંચતાં તન્મય થઈ જવાય છે. છપાઇ બંધાઇ પણ તેવી ઉત્તમ છે. દરેકની કિંમત આઠ આના.

---

## ચોખેરવાલી એટલે આંખની કણી !

### સર રવિન્દ્રનાથ ટાગોરકૃત સામાજીક નવલકથા.

બે ખંડમાં સંપૂર્ણ. બેઉ ખંડની કિંમત રૂ. બે.

---

જાતકમાણી વડે પઇસાદાર થવું હોય તો વાંચો

## પૈસાદાર કેમ થવાય ?

મુળ લેખક:—('જાત મહેનત', 'કર્તવ્ય', ડૉ૦ સેમ્યુઅલ સ્માઇલ્સ. 'સદ્વર્તન' વગેરેના કર્તા.

આ પુસ્તકમાં પૈસા મેળવવાને વ્યવહારૂ ઉપયોગી થઇ શકે તેવા વીવીધ વીષયોની ચર્ચા અનેક દાખલા દ્રષ્ટાંત સાથે કરીછે. કીંમત રૂ. એક

---

**નીતિલતાકુંજ** } નીતિ તથા ઉપદેશના ૮૦૦ સંસ્કૃત શ્લોકનું સરલ ગુજરાતી ભાષાંતર. વિદ્યાર્થીઓને બક્ષિસ આપવા તથા લાઇબ્રેરીમાં ખાસ રાખવા યોગ્ય છે. સળંગ છીંટનું પાકું પુઠું પૃ. ૧૫૯. ઘટાડેલી કીંમત આઠ આના.

---

પુસ્તકનાં પ્રકરણો (૧) પ્રભુભક્તિનું સત્ય સ્વરૂપ (૨) વિશ્વવ્યાપી પ્રેમ અને પ્રભુભક્તિનું આધુનિક સ્વરૂપ (૪) વેદાન્ત ને પ્રભુભક્તિ (૫) સ્વરૂપ નિરૂપણ (૬) ભક્તિના ભિન્ન ભિન્ન પ્રકારો, (૭) પ્રભુભક્તિમાં સત્યાનંદ અને (૮) પ્રકીર્ણ. કિંમત રૂ. એક.

---

# મુક્તિમાલા

અથવા

## જીવરાજ જીવન્મુક્તિ આખ્યાન.

આ વેદાન્ત શાસ્ત્રનાં ગહન તત્વો સમજાવનારો સરલ ને સંવાદ રૂપે નવીનજ ગ્રન્થ છે. સાધારણ વાંચનારને પણ આ ગ્રન્થનો વિષય સમજવામાં મુશ્કેલી ન પડે તે માટે જીવરાજ, મનરાજ, વિદ્યા, અવિદ્યા, કુમતી, સુમતી, પ્રવૃત્તિ, સરસ્વતી વગેરે પાત્રોનું રૂપક આપીને વેદાન્તનાં ગહન તત્વોને શંકા–સમાધાન વડે પરસ્પર સંવાદની પદ્ધતિથી સમજાવવામાં આવ્યાં છે. વચમાં વચમાં સરલ અને બોધક દષ્ટાન્તો આપીને સાધારણ અધિકારીને પણ સિદ્ધાન્ત સમજાય એવી રચના કરી છે. ભાષા છેકજ સાદી હોવાથી તેમાં વિશેષ સરલતા થઈ છે. આ પહેલા ભાગમાં ચાર અંક છે, ને તેના પેટામાં પ્રવેશની ગોઠવણ કરેલી છે. લગભગ ૩૫૦ પૃષ્ઠનો આ ગ્રન્થ દરેક ધર્મજીજ્ઞાસુએ તથા પુસ્તકશાળાએ પોતાના સંગ્રહમાં જરૂર રાખવો ઘટે છે. કિ. રૂ. દોઢ.

---

# ઈસુનું અનુકરણ.

**ઈસુખ્રિસ્તનાં નીતિસૂત્રો: પુસ્તક ૧-૨ સાથે. કિંમત આઠ આના.**

પુસ્તકના નામ ઉપરથી આ પુસ્તક ખ્રિસ્તિ ધર્મને લગતું માની લેવાનું નથી; પરંતુ મનુષ્યના આધ્યાત્મિક જીવન માટે તથા આંતરજીવન માટે મહાત્મા ઇસુખ્રિસ્તે નીતિનાં જે સૂત્રો દર્શાવેલાં તેજ આમાં છે. **પહેલા પુસ્તકમાં** ૩૫ પ્રકરણો છે. તેમાં પોતા વિશે, સત્યના સિદ્ધાંત વિશે, મોટી આશા અને મગરૂરી દૂર કરવા વિશે, શાન્તિ મેળવવા વિશે, દુઃખથી થતા લાભ વિશે, લાલચને રોકવા વિશે, સાહસિક વિચારથી દૂર રહેવા વિશે, એકાન્ત જીવન વિશે, હૃદયના અનુતાપ વિશે, મૃત્યુ વિશે ગંભીર મનન, પોતાના જીવનના સુધારણા વિશે છે. **બીજા પુસ્તકમાં** આંતર્જીવન વિશે, વિશુદ્ધ મન અને સાદા વિચાર વિશે, આત્મચિંતન વિશે, પ્રભુની કૃપા માટે કૃતજ્ઞતા દર્શાવવા વિશે, વગેરે મનન કરવા યોગ્ય સૂત્રો છે.

---

# સૉક્રેટિસ અને તેનો છેલ્લો સંવાદ.

આમાં મહાત્મા સૉક્રેટિસનું ટુંકું જીવનચરિત્ર, તેના મૃત્યુ.સમયના ક્રીટો અને ફિદોના છેલ્લા બે આધ્યાત્મિક સંવાદ તથા એક પ્રસિદ્ધ અંગ્રેજ લેખકનાં નીતિતત્ત્વોનાં પ્રકરણો છે. ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયું છે. **પાકું છીંટનું પુંઠું. કિંમત દસ આના.**

---

**बुद्ध, धर्म अने संघ** } બૌદ્ધ ધર્મ વિષેની ટુંકામાં અને સરળ રીતે પુરેપુરી માહિતી આપનારાં પ્રો. ધર્માનંદ કૌસંબીએ શ્રીમંત મહારાજા સયાજીરાવ સમક્ષ આપેલાં ત્રણ વ્યાખ્યાન. **લાયબ્રેરી માટે મંજુર કીં. છ આના.**

# સ્વામી વિવેકાનંદ.

## ( પંચાંકી ગદ્ય નાટક ).

મરાઠી ભાષાના પ્રસિદ્ધ લેખક શ્રીયુત અચ્યુત બલવંત કોલ્હટકર બી. એ. એલ. એલ. બી. એ લખેલા મરાઠી નાટકનો આ અનુવાદ છે. સ્વામીજીનો હિન્દુ ધર્મ પ્રતિ જે ઉચ્ચ અને ઉદાર ભાવ હતો, તે તથા તેમણે અમેરિકા જઇ ત્યાં હિન્દુ ધર્મનો પ્રચાર કર્યો, ત્યાંના લોકો સમક્ષ તેની મહત્તાપર જે પ્રકાશ નાંખ્યો એ સર્વ બાબતોનું આમાં ઘણું જ સુન્દર ચિત્ર આલેખવામાં આવ્યું છે. જાતિ–ભેદની ઉત્પત્તિ અને હિન્દુધર્મનું નિરૂપણ–લગભગ સ્વામીજીના જ શબ્દોમાં વાંચકને દંગ કરે છે. તેની સાથે હાસ્યરસની મનોરંજક સામગ્રી પણ ભરપૂર છે. મિસ સ્ટીટહાર્ટ અને વિશ્રામના આદર્શરૂપ શુદ્ધ પ્રેમનું દૃશ્ય તેટલું જ ઉત્તમ છે. કિં રૂ સવા.

# સત્યભામા નાટક

## પત્નીની પસંદગી--શુદ્ધ પ્રેમનો આદર્શ.

આપણી લગ્નપદ્ધતિ વિષેનું પાંચ અંકી ગદ્ય નાટક. હાફટોન બ્લોકનાં છ મનોહક ચિત્રો સાથે. અંક ૧ લો–પ્રેમાંકુર. અંક બીજો પ્રેમવિકાસ. અંક ત્રીજો–પ્રેમપ્રકાશ. અંક ચોથો–પ્રેમપરીક્ષણ. અંક ૫ મો–પ્રેમની પરિસીમા. કિંમત રૂ. એક ને બે આના. ફેધરવેઈટ પેપરની ઉંચી આવૃત્તિનો રૂ. દોઢ.

**તપસ્વિની** } સતીત્વનું પ્રાબલ્ય દરેક ત્રણ અંકી નાટક. કિં. દસ આના.

# ચાર દૃશ્ય નાટકો.

ધ્રાંગધ્રા નરેશના આશ્રય નીચે સ્થપાયેલી શ્રી ભારતવિજય નાટક સમાજે ભજવેલાં ગાયનો તથા પુરેપુરા ભાષણ સાથેનાં નીચેનાં ચાર નાટકોનું પાકા પુંઠાથી બાંધેલું પુસ્તકઃ

(૧) પ્રતાપી પ્રમીલા અથવા ઔરંગજેબનો રાજરંગ

(૨) કામલતા. (૩) ચિતોડનો કરણ.

(૪) સત્યવાદી હરિશ્ચંદ્ર. (ઉર્દુ જબાન ને ગુજરાતી ટાઇપ.)

કાચા પુંઠાના આ દરેક નાટકની કીંમત આઠ આના છે; આ ચારે નાટક પાકા પુંઠામાં ભેગાં બાંધેલાં છતાં કીં. રૂ. બેજ રાખી છે.

# શ્રીમદન વિજય નાટક.

લેખક-ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત. ગુજરાતી નાટક સાહિત્યની ચર્ચા વિશેના લાંબા નિબંધ સાથે.

મૂળ કિં. રૂ. એક. અમે ઘટાડેલી કિં. આઠ આના.

---

# રાઇનો પર્વત.

કર્તા.–રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.

" પ્રભુથી સહુ કંઇ થાય છે, અમથી થાય ન કાંઇ;

" રાઇનો પર્વત કરે, પર્વત બાગનિ માંહિ."

આ દોહરો આ નાટકના સૂત્ર રૂપ છે; અને તે ઉપરથીજ તેમાંના વિષયનો કંઇક ખ્યાલ આવી શકે છે. હાઇસ્કુલોમાં ટેક્સ્ટ બુક દાખલ ચલાવવા મંજુર થયું છે. કિં. રૂ. સવા.

## મેટરલિંકના નિબંધો—ત્રણ લેખોનું ભાષાન્તર કર્તા રા. રા. ધનસુખલાલ કે. મહેતા.

આ ભાષાંતર માટે મુંબઇની ફાર્બસ સભાએ ઇનામ આપેલું છે, અને ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયું છે. કિં. છ આના.

## યૂરોપનો પ્રવાસ. (સચિત્ર)

જુદા જુદા સ્થળોના દેખાવોનાં ખાસ લીધેલાં ૩૪ ચિત્રો. ડેમી આઠપેજી ૨૫૦ ઉપરાંત પૃષ્ઠ; પાકું પુંઠું. કિં. રૂ. બે.
જાતે પ્રવાસ કરીને લખનાર—
રા.રા. દત્તાત્રય ચિંતામણરાવ મુજુમદાર; બી. એ. એલએલ. બી.

## જીવનશાસ્ત્ર.

લેખક—દ્વારકાંદાસ મોતીલાલ પરીખ. કિ. રૂ. એક.

ગુજરાતીમાં આ શાસ્ત્રનું આ પુસ્તક પહેલું ... ચાર ભાગ પાડેલા છે. પહેલા ભાગમાં શરીરની રચના વીશે, બીજામાં આચ્છાદન વિશે, ત્રીજામાં શરીરના પોષણ વિશે અને ચોથામાં શ્વાસોશ્વાસ વિશે લંબાણથી વિવેચન કરેલું છે. પેટામાં હવા પાણી, પોશાખ, ખોરાક, વગેરે મનુષ્ય જીવનને લગતી અનેક બાબતો આવે છે. ઇનામ તથા લાઇબ્રેરી માટે સરકારે મંજુર કરેલું છે.

## પ્લૂટાર્કનાં જીવનચરિત.

ગ્રીક મહાપુરૂષોનાં જીવનચરિત્રો—કર્તાઓ
પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર; બી. એ.
પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટ; એમ. એ.
રોયલ ૮ પેજી પૃષ્ઠ લગભગ ૩૫૦ પૂઠું પાકું. કિંમત રૂ. બે.

# નામ. ગોખલેનાં વ્યાખ્યાનો

ના. ગોપાળ કૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનોનાં આ ભાષાન્તરો મહાત્માશ્રી ગાંધીજીની દેખરેખ નીચે તૈયાર થયાં છે અને મુંબઇની હોમરૂલ લીગે પ્રસિદ્ધ કર્યાં છે. મહાત્મા ગાંધીજીએ લખેલી પ્રસ્તાવના સાથે.

**પહેલા ભાગની** કી ૦-૧૦-૦ આમાં પ્રસિદ્ધ વ્યક્તિઓ વિશેનાં તેર ભાષણો છે. બીજા ભાગમાં ગીરમીટીઆ તથા દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ વિશેનાં ભાષણો છે. દરેકની કી. રૂ. ૦-૧૦-૦

---

# આરોગ્ય દર્પણ.

શરીર વૈદક જ્ઞાનની તથા આરોગ્યતાની માહિતી આપનારી ઉપયોગી બાબતોથી ભરપુર છે. પાકું પુંઠું છે. કિંમત દસ આના.

---

**સંગીતધ્વનિ** } ( પ્રથમ ધ્વનિ. સચિત્ર. ) કર્તા—સ્વામી યોગાનન્દ. " ગીતાંજલી "ના ભાષાન્તરકાર.

સોનેરી નામનું સુન્દર પુંઠું. કિ. રૂ. એ.

**સ્નેહસંગીત** } રા. કેશવ હ. શેઠ કૃત. પુંઠું પાકું રૂપેરી નામનું. કિ:—૦-૧૨-૦

# મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ.

આઠ છબીઓ તથા મહાત્માના હસ્તાક્ષર સાથે. છેલ્લામાં છેલ્લી સત્યાગ્રહ તથા સ્વદેશીની હિલચાલ સુધીનો સંગ્રહ. કિં. રૂ. ત્રણ.

લોકમાન્ય

# બાલ ગંગાધર તિલકનું જીવનચરિત્ર.

આ પુસ્તકમાં લો. મા. તિલક, તેમનાં પત્ની, મીસીસ એની-બીસાંટ, મ. ગોખલે, દાદાભાઈ, રાનાડે, આગરકર, વગેરેની આઠ છબીઓ સાથે જીવનચરિત્ર તથા તેમના વિચારોનો સંક્ષેપ આપેલો છે.

સર્વે સ્વદેશાભિમાનીઓએ પોતાના સંગ્રહમાં આ પુસ્તક રાખવું જોઈએ તેવું ઉપયોગી છે. રા. રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, એમ. એ. એલએલ. બી. એ આ પુસ્તકમાં ઉપોદ્ઘાત-લખેલ છે. કિં રૂ. સવા.

---

# ગુરૂદત્ત વિદ્યાર્થીનું જીવનચરિત્ર

મૂળ લાલા લજપતરાયે લખેલું તે ઉપરથી ભાષાન્તર. આ પંજાબી એમ. એ. વિદ્વાન પંડિતજીના જીવનચરિત્રમાં ઘણા પ્રસંગો બહુ બોધક છે. ગુજરાતની તમામ લાઇબ્રેરીમાં આ ચંદ્રગ્રન્થ રહેવાની અગત્ય તેના મૂળ લેખકના નામ માત્ર ઉપરથીજ જણાશે. વડોદરા સ્ટેટમાં ઇનામ લાઇબ્રેરી માટે મંજુર થયું છે. કિંમત. રૂ. સવા.

**ગૌતમબુદ્ધના** જીવન ઉપરથી મળતો બોધ-કિં. ૦-૫-૦

**બાંલ્લવાડી** } બાળોપયોગી નાની વાર્તારૂપે કર્તા ભોગીન્દ્રરાવ ર. દીવેટીઆ; કિં. ૦-૧૦-૦

**મનોરંજક વાર્તાવલિ** } સા. શ્રી છગનલાલ હરિલાલ પંડ્યા કૃત ભાગ ૧ લો. કિં. બાર આના.

**નૂરજહાન** } એક હિંદી રાણીની વાર્તા. કીં. બાર આના. સરદાર જોગેન્દ્ર સિંહની અંગ્રેજી વાર્તાનું ભાષાન્તર કર્તા મ૦ નલીકાન્ત નરસિંહરાવ. પુઠું સોનેરી.

**ભદ્રંભદ્ર** } કર્તા રા૦ બા૦ રમણભાઇ મહીપતરામ. હાસ્યરસિક નવલકથા. સચિત્ર બીજી આવૃત્તિ. કિ. રૂ. દોઢ.

**મુકુલમર્દન** } કર્તા કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ બેરીસ્ટર-એટ-લૉ. મૂલ્ય ૦-૮-૦

**રત્નમાળા** } કવી દલપતરામ ડાહ્યાભાઇ કૃત. ગુજરાતની પ્રાચીન ઐતિહાસિક વાતો-કથાઓ તથા જગદેવ પરમારની હકીકત વગેરે. કિં. બાર આના.

---

**એક દેવીનો આત્મવૃતાન્ત** } ધાર્મિક વાર્તા. ઇંગ્લીશ ઉપરથી ઉતારનાર સા. શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ. કિં. છ આના.

—(•)—

## માલા ને મુદ્રિકા.

વાર્તારૂપે લખનાર—સ્વ૦ કલાપી. કિં. આઠ આના.

---

**કામરૂ દેશની કુટિલ કામિની** } સચિત્ર ડિટેક્ટીવ નવલકથા. આમાં કામિની અને તેને પકડનાર ડીટેક્ટીવનાં પરાક્રમો છે. કિં. રૂ. દોઢ

**પ્રમોદા યાને દિલેર દિલારામ** } પાટણના રાજા કરણના સમયની ગુજરાતના ઇતિહાસને લગતી નવલકથા. કિં. ૦–૧૪–૦

**આસામપર હલ્લો** } આસામના ઇતિહાસને લગતી આ નવલકથા ગુજરાતીમાં પહેલીજ છે. બંગાળામાં નવાબ હુસેનશાહની કપટપટુતા અને નિલામ્બરની અવિચારી સાહસિકતાને લીધે આસામને જે વિપત્તિ સહન કરવી પડી હતી તેનું રસભર્યું વર્ણન આમાં છે. બે ચિત્રો સાથે કિં. ૦–૧૪–૦

**સૌન્દર્ય-જવાળા** આધ્યાત્મિક નવલકથા ભાગ ૧–૨ બંગાળી "જહાનારા" ઉપરથી ... ઉપરના સૌન્દર્યમાં મુગ્ધ બનેલો મનુષ્ય વિવેકાવિવેકનો વિચાર નહી કરવાને પરિણામે તેની જવાળાનો ભોગ કેવી રીતે થઈ પડે છે તે આમાં દર્શાવેલું છે. આ ધાર્મિક કથાનકમાં યોગમાયા, રામચંદ્ર અને પ્રભાવતી એ ત્રણ પાત્રો મુખ્ય છે. બેઉ ભાગની કિં. રૂ. ૨–૧૨–૦

**અદ્ભુત આગબોટ** નવીન પ્રકારની વૈજ્ઞાનિક નવલકથા. આ કથાદ્વારા જળચર પ્રાણીઓની શક્તિ કેવી છે, તેમની અજાયબીઓ કેવી છે તેનો પણ ખ્યાલ થાય છે. અવશ્ય વાંચવા યોગ્ય–કિં. રૂ. એક.

**સમાજ** યાને સુખાહાસિનીનું અનુસંધાન. રમેશચન્દ્રદત્તકૃત સામાજીક નવલકથાનું ભાષાન્તર છે. કિં. રૂ. અઢી.

**ચમત્કારિક ગુફા** રેનોલ્ડઝકૃત "લયલા" ઉપરથી અદ્ભુત રસભરી નવલ કથા. સચિત્ર કિં. રૂ. એક.

# બાળોપયોગી પુસ્તકો.

**જાદુઇ બાગ**—અંગ્રેજી ઉપરથી લેખક રા. કૃષ્ણપ્રસાદ ગીરજાશંકર ભટ્ટ. બાળકોને ગંમત પડે ને રસથી વાંચવા તે આકર્ષાય તેવી બાળોપયોગી વાતો. બે ભાગમાં. **દરેક ભાગની કી. આઠ આના.**

**બાળગીતા**—(પૂર્વાર્દ્ધ) ખાસ બાળકોને જ માટે વાર્તા રૂપે લખેલો ભગવદ્દગીતાના પહેલા નવ અધ્યાયનો ટુંકો ને સરલ સાર. દ્રષ્ટાન્ત તથા રમુજી વાતો સાથે. **કીમત આઠ આના.**

**બાળગીતમાળા**—બાળ વર્ગથી ધો. ૭ સુધીનાં બાળકો માટે ચઢતા ક્રમનાં કાવ્યો ૧૮ ચિત્રો સાથે. છે. **કીમત ચાર આના.**

**રત્નકણિકા**—અથવા આદર્શભૂત નીતિના સિદ્ધાન્તો. આમાં ચાણાક્ય, વિદુર, શુક્ર, ભર્તૃહરિ રામકૃષ્ણ પરમહંસ, કેશવચન્દ્ર સેન, બર્થોલ્ડ, બેન્જામીન ફ્રેંકલીન, વગેરે મહા પુરૂષોના નીતિના સિદ્ધાન્તો ...... દ્વારા સમજાવેલા છે. **કીંમત પાંચ આના.**

**દલપત સતશાહી**—કવીશ્વર દલપતરામકૃત ૧૦૦ દ્રષ્ટાંતિક દોહરા. ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે. **કીંમત પાંચ આના.**

**વિજ્ઞાનની વાતો**—કર્તા કલ્યાણરાય નથુભાઈ જોશી; બી. એ. આ પુસ્તકમાં રસિક વાતો દ્વારા મોટી ઉંમરનાં બાળકોને શરીર વિજ્ઞાનના તથા કુદરતના વિષયો સહેલી રીતે સમજાવેલાં છે. કીં. રૂ. એક.

**દેશ દેશની રસમય વાતો** } એજ કર્તા દરેકની કીં. છ આના.
**દેશદેશની માર્મિક વાતો** } ઇનામ લાયબ્રેરી માટે મંજુર છે.

**સૉક્રેટીસની જીવનકથા**—ટુંકું જીવનચરિત્ર. ઇનામ માટે મંજુર થયું છે. **કી બે આના.**

**પોતાનો પ્રયત્ન**—ડૉક્ટર સ્માઇલ્સના એક પ્રકરણ ઉપરથી દાખલા દષ્ટાંતો સાથે. ઇનામ માટે મંજુર થયું છે. **કી. બે આના.**

**બાળમિત્ર**—સરકારી કેળવણી ખાતાનું. કિં. ૦–૭–૦

# ભક્તિજ્ઞાનનો ભંડાર.

મર્હુમ કવિ ગોવર્ધનદાસનાં ભક્તિ જ્ઞાનનાં ભજનો, પ્રાર્થનાનાં પદો, પ્રભાતીઆં, ગીતાનું ભાષાન્તર, માયાનું સ્વરૂપ, પ્રકૃત માયા ત્રિગુણ પ્રકાશ વગેરેનો ઉપદેશી સંગ્રહ છે. કીં. રૂ. પોણો.

---

# શ્રી કૃષ્ણજીવન.

સુપ્રસિદ્ધ લેખક બાબુ નવીનચંદ્ર સેનના બંગાળીનું ગદ્યમાં ભાષાન્તર. આ પુસ્તકમાં નીચે પ્રમાણે પ્રકરણો છે. ( ૧ ) પૂર્વ સ્મૃતિ. ( ૨ ) સૌહૃદ. ( ૩ ) સ્ત્રીધર્મ. ( ૪ ) સુખતત્વ. ( ૫ ) સમ્મેલન. ( ૬ ) મહાભારત. ( ૭ ) છાયા. ( ૮ ) અભિશાપ. (૯) મહાપ્રસ્થાન ( ૧૦ ) પ્રાયશ્ચિત. ( ૧૧ ) ભવિષ્ય ( શ્રીકૃષ્ણ સ્વધામે ગયા પછીનું. ) ઈનામ માટે મંજુર છે. કીંમત ૬ આના.

---

**સ્વદેશ** } સર રવિન્દ્રનાથ ટાગોર કૃત સ્વદેશને લગતા નીચેના સાત લેખો આમાં છે ( ૧ ) નવું ને જુનું. ( ૨ ) ( ૩ ) ભારતવર્ષનો ઇતિહાસ. ( ૪ ) પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓ ( ૫ ) દેશી રાજ્યો. ( ૬ ) બ્રાહ્મણ. ( ૭ ) ધર્મ બોધના દ્દષ્ટાન્ત. પાકું પુઠું. છીંટનું કિંમત બાર આના.

---

# દુ:ખી સંસાર (નાટક.)

**કર્તા—રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ. મૂલ્ય રૂ. એક.**

ભાવનગરના વિદ્યાવિલાસી મહારાજાની ખાસ સૂચનાઓને અનુસરીને સ્ટેજપર ભજવી શકાય એવું આ ત્રણ અંકી નાટક લખેલું છે.

# પ્રવાસીના પત્રો.

**દેશ–સમાજ–સાહિત્ય–(તથા–હુન્નર–કેળવણી–રાજ્ય વગેરે વિષયોની પત્રવ્યવહાર રૂપે ચર્ચા કિ. રૂ. એક ને બે આના.**

આ પુસ્તક વિશે રા. બ. રમણભાઈ મ. નીલકંઠ, રા. સા. ગણપતરામ અ. ત્રવાડી, રા. રા. મગનભાઇ ચતુરભાઈ પટેલ, બેરીસ્ટર–એટ–લૉ; રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ. ( કાદંબરીના ભાષાન્તરકાર ); રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા; વગેરે ઘણા વિદ્વાનોના ઉત્તમ અભિપ્રાયો મળ્યા છે. ગુજરાતી નિબંધો વાંચતાં જે કંટાળો આવે છે, તેવો કંટાળો આ પત્રો વાંચતાં જરા પણ આવતો નથી.

---

# વેપારોપયોગી પાઠમાળા.

**દી૦ બ૦ અંબાલાલભાઇના " નાણાં ભીડ " વિશેના આખા ભાષણ સહીત. પાકું પુંઠું–કીંમત દસ આના.**

આ પુસ્તકમાં નાના મોટા સર્વે વેપારીઓને હમેશાં ઉપયોગી થઇ પડે તેવા ૨૮ પાઠ છે. લાઇબ્રેરી માટે મંજુર થયું છે.

# રાષ્ટ્રીય ગીત.

## યાને દેશભક્તિનાં કાવ્યો.

કર્તા—" ગીતાંજલિ " ના ભાષાન્તરકાર–મસ્ત–મણિ.

આ પુસ્તકમાં સ્વયંસેવકો તથા સ્વદેશ હિતેચ્છુઓએ ગાવા યોગ્ય, દેશભક્તિને ઉત્તેજક તથા પોષક ભાવનાભર્યાં નવીન કાવ્યો તે સમજનારી ટીકા સાથે કિંમત દશ આના.

# સ્ત્રી કેળવણીનો ખરો ઉપયોગ.

આ પુસ્તકમાં કેળવાએલી સ્ત્રીએ પોતાના બાળકોને નાનપણથી જ ઘરમાં કેવી રીતે કેળવણી આપવી તથા તેમનું વર્તન દુષિત ન થાય તે માટે કેવી રીતે કાળજીથી વર્તવું જોઈએ, તે વિશે પતિ-પત્નીના પત્રવ્યવહાર રૂપે ચર્ચા કરેલી છે. પુસ્તકના બે ખંડમાં ૩૨ પત્રો આવ્યા છે. આ પત્રો બનાવટી નહીં પણ ખરેખરા લખાયેલા છે. કિંમત રૂ. એક.

# મેજીકલેનટર્ન ( જાદુઈ ફાનસો. )

કર્તા—હુરહરસ ગણપતરામ ગૌ. શાસ્ત્રી. કિં. આઠ આના.

આ પુસ્તકમાં નીચેની બાબતો સમજાવી છે. જાદુઈ ફાનસ. તેલના દીવા. ઓક્સીજન અને ગ્યાસ રાખનારી વસ્તુઓ. ચુનાના મિશ્રણવાળા દીવા. જેટ. વીજળીના દીવા. ફાનસ, પડદો અને બીજી સાધારણ ગોઠવણો. ફાનસના પ્રયોગો, ફાનસ અને સૂક્ષ્મ... હાથે સુધારી શકાય તેવા ફાનસના ભાગ. વગેરે. વિદ્યાર્થીઓને તથા દરેક વાંચનારને સરલતાથી તેનું જ્ઞાન આમાંથી મળી શકે તેમ છે.

# જર્મનીની ઉન્નતિ.

આ પુસ્તકમાં જર્મનીમાં વિચારક્રાન્તિ; વેપાર; ઔદ્યોગિક યુગ; જર્મનોનું વિશિષ્ટ લક્ષણ; ધંધાશિક્ષણની શાળાઓ; ઔદ્યોગિક મંડળોની યોજના; કારખાનાં અને મજુરો સંબંધી, સરકારે માથે લીધેલાં કાર્યો—જેવાં કે રેલ્વે, નહેર, ખેતીવાડી, હુન્નરઉદ્યોગો; પ્રજાસ સંવર્ધન અને બાળસંરક્ષણની યોજના વગેરે; રાષ્ટ્રનો વિસ્તાર તથા દરીઆઈ બળ અને જર્મનીનો પૂર્વ ઇતિહાસ તથા સામાન્ય માહિતી; વગેરે જર્મની વિશે પુરેપુરી માહિતી આપનારાં ૨૪ પ્રકરણો છે. મોટા આપનાં ૨૫૦ પૃષ્ઠ. કિં. રૂ. ૧–૧૪–૦.

# ગુલામી વહેપાર

## દાસત્વપ્રથા—દુ:ખદર્શન (બે ભાગમાં.)

આફ્રિકામાંથી કાફ્રી–સીદી લોકોને લાલચ આપી અથવા બળાત્કારે અમેરિકા લઇ આવી, તેઓને બકરાં અને મેંઢાની માફક વેચી દેવામાં આવતાં હતાં. ત્યાં ગુલામો ઉપર કેવા કેવા અત્યાચાર કરવામાં આવતા હતા, તે સાંભળતાં પણ પત્થર જેવું હૃદય પિગળી જાય. ગુલામોના માલિકો પોતાનાં ગુલામોનો પ્રાણ લેતા તો પણ કાયદાની રૂએ તેઓને શિક્ષા કરવામાં આવતી નહોતી. ગુલામો ઉપર ગુજરતા આવા ભયંકર અત્યાચાર જોઇને મિસીસ એચ. બી. સ્ટો નામની એક અમેરિકન વિદુષીએ લોકો ગુલામગીરીનું ખરૂં સ્વરૂપ જાણી શકે તે માટે 'અન્કલ ટૉમ્સ કૅબીન' (Uncle Tom's Cabin) નામનો એક સર્વોત્કૃષ્ટ ગ્રંથ નૉવેલ રૂપે લખ્યો. એ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી થોડા વખતમાંજ ઉત્તર તથા દક્ષિણ પ્રદેશનાં રહેવાસીઓ વચ્ચે ગુલામોને સ્વતંત્રતા આપવા માટે એક ભયંકર યુદ્ધ (Civilwar) શરૂ થયું અને તે લગભગ ચાર પાંચ વર્ષ ચાલ્યું. અન્તે ઇ. સ. ૧૮૬૫માં ત્યાં ગુલામગીરીનો અંત આવ્યો.

આ પુસ્તકમાં વર્ણવેલી સર્વ બાબતો સાચી છે. કેટલીક તો એ વિદુષી બાઇએ પોતાની આંખોથી જોયેલી છે. એ પુસ્તક પ્રકટ થયા પછી પ્રથમ આવૃત્તિમાં કેવળ અમેરિકામાં જ તેની ૩૧૦૦૦ નકલો વેચાઇ ગઇ હતી. અને ત્યારપછી દશ વર્ષમાં તેની ઓછામાં ઓછી ૧૪૦૦ આવૃત્તિઓ નિકળી ચૂકી છે. આવી જગપ્રસિદ્ધ, **લોકપ્રિય તથા ઐતિહાસિક સત્ય બનાવોથી ભરપૂર નવલકથા અવશ્ય વાંચવા લાયક છે. દરેક ભાગની કિં. રૂ. ૧–૮–૦.**

# કવિતા સાહિત્યનાં પુસ્તકો.

**ગીતાંજલિ**—સર રવીન્દ્રનાથ ટાગોરને "ગીતાંજલિ" નામે જે કાવ્યગ્રંથ માટે સવાલાખ રૂનું " નૉબલ પ્રાઇઝ" મળ્યું હતું, તે જગવિખ્યાત ગ્રન્થનું ગદ્ય તથા પદ્યમાં ખાસ પરવાનગીથી કરેલું ભાષાન્તર. કર્તા મણિલાલ હરીભાઇ દેસાઇ. કિ. રૂ. સવા.

**દીવાને સાગર**--સાગર કૃત ગજલો-ભજનો-વગેરેનો ૫૦૦ પૃષ્ઠનો મોટો સંગ્રહ. સુફીઝમના ખાસ શબ્દોના કોશ તથા નારદ ભક્તિસૂત્ર સાથે. કિ. રૂ. ૨-૧૨-૦

**સ્મરણસંહિતા**—એક સચિત્ર કરુણ પ્રશસ્તિ. લેખક ન૦ ભો૦ દીવેટીઆ. પ્રો૦ આનંદશંકર બાપુભાઇ ધ્રુવના લાંબા ઉપોદ્ઘાત તથા ખાસ ચિત્રો સાથે.કિ. રૂ. સવા.

**નૂપુરઝંકાર**—નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ કૃત ત્રીજો કાવ્યસંગ્રહ. વિસ્તૃત ટીકા તથા કવિતા દેવીના ચિત્ર સહિત. કિ. રૂ. એક.

**હૃદયકુંજ**—" કુંજનાં કાવ્યોનો સંગ્રહ. પાકું સોનેરી નામનું પુંઠું. કિ. રૂ. એક.

**હૃદય-પુષ્પાંજલિ**--ગીતાંજલિના ભાષાન્તરકાર " મસ્ત મણિ" કૃત નવીન કાવ્યોનો સંગ્રહ. કિ. રૂ. પોણો.

**પ્રવાસ પુષ્પાંજલિ**-સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ કૃત યુરોપ યાત્રાના કાવ્યોનો સુન્દર સંગ્રહ. કિ. રૂ. દોઢ.

| | | |
|---|---|---|
| **ઓતસ્વિની** | ૦-૧૨-૦ | દામોદર ખુશાલદાસ બોટાદકરના કાવ્યોના સંગ્રહો. |
| **કલ્લોલિની.** | ૦—૮-૦ | |

# સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકો.

**સતીમંડળ**—ભાગ ૧-૨. સ્ત્રી પુરૂષના ધર્મ વિશે મહત્વના લેખ ઉપરાંત આર્યાવર્તની સેંકડો મહાન સતી-શુરી સ્ત્રીઓનાં બોધ લેવા જેવાં ચરિત્રો. દરેક ભાગની કીંમત રૂ. ત્રણ.

**બાળઉછેર**—બાળરક્ષણ-સાહિત્ય પરિષદે પાસ કરેલો ઇનામી નિબંધ. મીસીસ જી. કે. ઉપાધ્યાયે લખેલો. બાળકોને ઉછેરવાની બાબતમાં અનુભવી ને અમૂલ્ય સૂચનાઓ. કિં. આઠ આના.

**ન્હાના ન્હાના રાસ**—ન્હા. દ. કવિકૃત ત્રીજી આ. કિં. છ આના.

**રાસમન્દિર**—નવરાત્રના વખતમાં સ્ત્રીઓને ગાવા જેવી ગરબીઓ રાસ વગેરેના કર્તા ગોકળદાસ ડી૦ રાયચુરા. કિં. આઠ આના.

**સ્ત્રીઓને સન્દેશ**—મુંબાઇની ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ સમક્ષ ગુર્જર વિદ્વાનોએ નવા વર્ષના બે બોલ રૂપે કરેલાં ભાષણો. કિં. ... રૂ. દોઢ.

**આર્યદેવી**—સ્ત્રીબોધક એક નાની વાર્તા. કિં. બે આના.

**કુલ-ભૂષણ મહિલા**—સ્ત્રીઓને વાંચવા જેવા બોધક નિબંધો-અવતરણો-પોરાણિક આખ્યાયિકાઓ-ઉત્તમ સ્ત્રીઓનાં કર્તવ્યો વગેરે. વિષયો છે. કિં. રૂ. એક.

**પુષ્પમાળા**—નાની નાની બોધક પાંચ વાતો. કિં. ચાર આના.

**સત્યભામા**—પત્નીની પસંદગી-શુદ્ધ પ્રેમનો આદર્શ. લગ્નપદ્ધતિ વિશે ચર્ચા કરનારૂં છ ચિત્રો વાળું પાંચ અંકી નાટક. મૂલ્ય રૂ. દોઢ.

૧—૦-૦ **સુશિક્ષિત સ્ત્રી**—( બાળકોની ગૃહકેળવણીનો આદર્શ. )

૧—૦-૦ **સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ**—પતિપત્નીના પત્ર વ્યવહાર રૂપે અનુભવના ૩૨ પત્રો. બે ભાગ સાથે છે.

૧—૮-૦ **સ્ત્રીઓની રંગભૂમિ.** ( મણિલાલ છબારામ ભટ્ટ કૃત )

# સામાજીક, ઐતિહાસિક નૉવેલો:

નિર્દોષ-સ્ત્રી પુરૂષ સર્વેને વાંચવા યોગ્ય-ગ્લેઝડ કાગળ ને સુન્દર મજબુત પુંઠું-લાઇબ્રેરીનો શણગાર.

**પ્રેમદાદેવી ઉર્ફે મેરીયા બ્હેન**—સામાજીક. ડીમી આઠ પેજી ૩૦૦ પાનાં. સોનેરી પુંઠું. કિંમત દોઢ રૂપિઓ.

**યાત્રી ઉર્મિલા યાને આદર્શ આર્યા**—સંસાર સુધારાને લગતી. પાનાં ૨૫૦ પુંઠું સોનેરી. કિંમત દોઢ રૂપિઓ.

**કુમુદચંદ્ર**—'સરસ્વતીચંદ્ર'ની ધાટીથી લેખક પ્રીતમલાલ ધીરજલાલ. ઉત્તમ ને આદરણીય ધાર્મિક વિચારોની વસ્તુસંકલના મોટાં પૃ. ૨૫૦ પુંઠું સોનેરી. કિંમત સવા રૂપિઓ.

**કમળાદેવી યાને કુત્રિમ પ્રેમનું વિકટ પાર**—ઐતિહાસિક નવલકથા. સોનેરી પાકું પુંઠું. કિંમત રૂ. ૧-૮-૦

**મોહિની**—હેન્રીવુડની નવલકથા ઉપરથી લેખક સ્વ. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીઆ; કિં. રૂ. એક.

**ઇન્દુકલા**—પ્રો૦ બેઇનની એક વાર્તા ઉપરથી. કિં. ૦-૧૦-૦

**રાજા દેવીદાસ**—બંગાળાના ઇતિહાસને લગતી ઐતિહાસિક. કિં. રૂ. ૨-૮-૦

**શાન્તિકા**—( સૌ. સુમતિકૃત સ્ત્રી ઉપયોગી નવલકથા. ) ૦-૧૨-૦

**માયાનો બજાર**—ભાગ ૧-૨ કિં. રૂ. ૩-૮-૦ વીસમી-સદીનું સામાજીક દૃશ્ય તથા મનુષ્ય સ્વભાવનું આબેહુબ ચિત્ર આમાં છે.